# वृद्धचाणक्य
# नीतिसमुच्चय.

( મૂળ સાથે શુદ્ધ ગુજરાતી ભાષાન્તર. )



અનુવાદક

મણિલાલ છબારામ ભટ્ટ.

સોલ એજન્ટ.

હરગોવિંદદાસ હરજીવનદાસ બુકસેલર.

પાનકોર નાકા—અમદાવાદ.

કીંમત ૦-૮-૦

# अथ

# वृद्धचाणक्य

## नीतिसमुच्चय.

( નીતિ વિષયક ઉત્તમ શ્લોકોનો પ્રાચીન સંગ્રહ. )

અનુવાદક

મણિલાલ છબારામ ભટ્ટ.

રાયપુર–અમદાવાદ.

પ્રકાશકઃ-

હરિભાઇ દલપતરામ પટેલ.

શાહપુર–અમદાવાદ.

સોલ એજન્ટ.

હરગોવનદાસ હરજીવનદાસ બુકસેલર.

૩૦૩૫, પાનકોર નાકા–અમદાવાદ.

કીંમત રૂ. ૦–૮–૦

# પ્રસ્તાવના.



નીતિ વિષયક આ એક નાનો શ્લોકસંગ્રહ, ગુજરાતમાં જ નહિ, પરંતુ આખા હિંદુસ્તાનમાં બહુ લોકપ્રિય ગ્રંથ છે. ભગવાન ચાણુક્ય મુનિને નામે તે પ્રસિદ્ધ છે પરંતુ તેમાંના શ્લોકો તો મોટે ભાગે જુદા જુદા માન્ય ગ્રંથોમાંથી ચુંટી કઢાએલા છે. ચાણુકય એક મહાન્ રાજદ્વારી અને નીતિ–રાજનીતિ ઇત્યાદિ વિષયોના આદિ લેખક છે. તેમણે જુદે જુદે નામે ધર્મ, અર્થ, કામ અને મોક્ષ, એ ચારે પુરૂષાર્થો ઉપર સારા ગ્રંથો લખેલા કહેવાય છે. આ સંગ્રહ "રામને નામે પત્થર તરે" એ કહેવત પ્રમાણે એમના નામાભિધાનને પ્રતાપે જ પ્રસિદ્ધ અને લોકમાન્ય થયેલો છે. સંસ્કૃત અને પ્રાકૃત સાહિત્યમાં આવા બનાવો કંઇ વિરલ નથી. કાલિદાસ જેવાને નામે જેમ ઘણાં પુસ્તકો ચાલેલાં છે તેમ આ સંગ્રહ પણ ચાણુકયને નામે કોઇએ પ્રવર્તાવેલો લાગે છે. મહાભારતના, મનુસ્મૃતિના, શતકત્રયમાંના અને પંચતંત્રાદિમાંના શ્લોકો આમાં છે. ઘણાં વર્ષ થયાં આ ચાલે છે તેમ છતાં કહેવું જોઇએ કે "સુભાષિત રત્ન ભાંડાગાર" અને બીજા તેવાજ સંગ્રહોમાં જેમ જુદી જુદી નીતિઓ અને વિષયોના ભાગ પાડી કંઇક ક્રમિક યોજના કરાયેલી છે તેમ આમાં કશું કર્યું નથી વળી

શ્લોક સંગ્રહ પણ બહુ નાનો છે, એટલે અર્વાચીન હોવા સંભવ છે.

ચાણક્ય નીતિ હિંદુસ્તાનમાં એક વ્યક્તિત્વને પામેલો વિષય છે અને તેથી તે વ્યક્તિને નામે આની મહત્તા લોકમાં બહુ મોટી છે. ગ્રંથ ઉત્તમ અને સામાન્ય વાંચનને માટે સારો છે તેમ છતાં તેની ગોઠવણ, ક્રમ, વિષય વિવેચન, શુદ્ધિ અને બીજું જે કંઇ વિશદીકરણ કરવું જોઇએ તે કંઇ આની ઉપર થયેલું નથી. અને એક ઉપરથી બીજી અને બીજી ઉપરથી ત્રીજી, એમ પ્રતો ઉપરથી પ્રતોની આવૃત્તિઓ છપાઇ છે. આ આવૃત્તિને કંઇક સંસ્કાર અને મરોડ આપવાનો યત્ન કર્યો છે. દિવસે દિવસે જ્ઞાનાર્કની કળાઓ વધતી અને ખીલતી જાય છે તથા દેશ પ્રકાશમાં ઉજ્વળ થતો જાય છે એટલે ભવિષ્યમાં સારાની આશા સાથેજ જે કંઇ છે તેમાંથી હંસ ગુણે સાર ગ્રહણ કરવાની વિદ્વાનોને વિનંતી છે.

મણિલાલ છબારામ ભટ્ટ.



अथ

# वृद्धचाणक्य

## नीतिसमुच्चय.

प्रणम्य शिरसा विष्णुं त्रैलोक्याधिपतिं प्रभुम् ।
नानाशास्त्रोध्धृतं वक्ष्ये राजनीतिसमुच्चयम् ॥१॥

ત્રૈલોકયના અધિપતિ એવા ભગવાન વિષ્ણુને મસ્તકવડે પ્રણામ કરીને વિવિધ શાસ્ત્રોમાંથી ચુંટી કાઢેલો આ રાજનીતિ સમુચ્ચય કહીશું. ૧

अधीत्येदं यथाशास्त्रं नरो जानाति सत्तमः ।
धर्मोपदेशविख्यातं कार्याकार्यं शुभाशुभम् ॥२॥

આને શાસ્ત્રદૃષ્ટિએ ભણવાથી ધર્મોપદેશમાં વિખ્યાત કાર્યાકાર્ય અને શુભાશુભ શું ? તે માણસના જાણવામાં આવે છે. ૨

तदहं संप्रवक्ष्यामि लोकानां हितकाम्यया ।
येन विज्ञातमात्रेण सर्वज्ञत्वं प्रपद्यते ॥३॥

લોકોના હિતને અર્થે હું આ રાજનીતિ સમુચ્ચયનું વર્ણન કરૂંછું કે જેના જ્ઞાનથી માણસને સર્વ જાણવાપણું પ્રાપ્ત થાય છે.

मूर्खशिष्योपदेशेन दुष्टस्त्रीभरणेन च ।
दुःखितैः संप्रयोगेण पंडितोप्यवसीदती ॥४॥

મૂર્ખ શિષ્યને ઉપદેશ કરવાથી, દુષ્ટ સ્રીનું ભરણપોષણ કરવાથી અને દુઃખીઓના સહવાસથી પંડિત હોય તે પણ દુઃખી થાય છે. ૪

दुष्टा भार्या शठं मित्रं भृत्यश्चोत्तरदायकः ।
ससर्पे च गृहे वासो मृत्युरेव न संशयः ॥५॥

દુષ્ટ સ્ત્રી, શઠ મિત્ર, સામું બોલનારો નોકર અને સર્પવાળા ઘરમાં વાસ, એ મૃત્યુ રૂપ છે, એમાં સંશય નથી. ૫

आपदर्थे धनं रक्षेद्दारान्रक्षेद्धनैरपि ।
आत्मानं सततं रक्षेद्दारैरपि धनैरपि ॥६

આપત્તિને માટે ધનનું રક્ષણ કરવું અને ધન ખરચીને પણ સ્ત્રીનું રક્ષણ કરવું તથા ધનથી અને સ્ત્રીથી પણ પુરૂષે હંમેશાં પોતાના આત્માનું રક્ષણ કરવું. ૬

आपदर्थं धनं रक्षेत् श्रीमतश्चकिमापदः ।
कदापि चलते लक्ष्मीः संचयोपि विनश्यति ॥७॥

આપત્તિને માટે ધન સાચવી રાખવું એ ખરૂં, પરંતુ શ્રીમંતને વળી આપત્તિ હોયજ શાની ? પણ ના, એમ નથી, કદાપિ દૈવ પ્રતિકૂળ થાય તો શ્રીમંતાઇનો પણ નાશ થઈ જાય છે, માટે થોડું ઘણું પણ ધન રાખી મૂકવું ઠીક છે. ૭

यस्मिन् देशे न संमानो न वृत्तिर्न च बांधवः ।
न च विद्यागमोप्यस्ति वासं तत्र न कारयेत् ॥८॥

જે દેશમાં આપણું સંમાન હોય નહિ, આજીવિકા કે બંધુજન હોય નહિ, તેમજ વિદ્યાગમ-ભણવા ગણવાનું પણ હોય નહિ, ત્યાં કદી પણ રહેવું નહિ. ૮

धनिकः श्रोत्रियो राजा नदी वैद्यस्तु पंचमः ।
पंच यत्र न विद्यंते न तत्र दिवसं वसेत् ॥९॥

જ્યાં ધનવાન, શ્રોત્રિય-બ્રાહ્મણ, રાજા, નદી અને પાંચમો

વૈદ રહેતો ન હોય, ત્યાં એક દહાડો પણ રહેવું નહિ. ૯

लोकयात्रा भयं लज्जा दाक्षिण्यं त्यागशीलता ।
पंच तत्र न विद्यंते न कुर्यात्तत्र संस्थितिम् ॥१०॥

જ્યાં નિર્વાહને યોગ્ય વૃત્તિ, ભય, લાજ, દાક્ષિણ્ય અને દાન આપવાનો ગુણ, એ પાંચ વાનાં ન હોય ત્યાં પણ કદાપિ રહેવું કે વાસ કરવો નહિ. ૧૦

जानीयात्प्रेषणे भृत्यान्बांधवान व्यसनागमे ।
मित्रं चापत्तिकाले तु भार्यां च विभवक्षये ॥११॥

કામ સોંપતાં નોકર ચાકરની, દુઃખ આવી પડતાં બંધુ જનોની, આપત્તિના વખતમાં મિત્રની અને ગરીબાઈના વખતમાં સ્ત્રીની પરીક્ષા થાય છે. ૧૧

उत्सवे व्यसने चैव दुर्भिक्षे शत्रुविग्रहे ।
राजद्वारे श्मशाने च यस्तिष्ठति स बांधवः ॥१२॥

ઉત્સવમાં, દુઃખમાં, દુકાળના વખતમાં, શત્રુ સાથે વિગ્રહ ચાલતો હોય તે વખતમાં, રાજ્યના ગુન્હામાં આવ્યા હોઈએ તે વખતમાં અને સ્મશાનમાં જે માણસ આપણે પડખે ઉભો રહે, તે જ બાંધવ છે એમ જાણવું. ૧૨

यो ध्रुवाणि परित्यज्य अध्रुवं परिषेवते ।
ध्रुवाणि तस्य नश्यन्ति अध्रुवं नष्टमेव च ॥१३॥

જે જાય નહિ એવું હોય તેનો ત્યાગ કરી જાય એવું લેવા જતાં પેલું કાયમનું નાશ પામે છે અને અધ્રુવ હોય છે તે તો નાશ પામ્યા જેવું જ હોય છે, એટલે બન્ને જાય છે. ૧૩

वरयेत्कुलजां प्राज्ञो विरूपामपि कन्यकाम् ।

रूपशीलां न नीचस्य विवाहो सदृशे कुले ॥१४॥

ડાહ્યા માણસે રૂપાળી ન હોય તોપણ કુળવાન કન્યાને પરણવું. રૂપ શીલવાળી નીચ કુળની કન્યા પસંદ કરવા યોગ્ય ગણાતી નથી, કારણ કે વિવાહ બેઉ સમાન કુળવાળાં કુટુંબો વચ્ચે કર્યો હોય, તોજ સુખી નિવડે છે. ૧૪

नदीनां च नखीनां च शृंगिणां शस्त्रपाणिनाम् ।
विश्वासो नैव कर्तव्यः स्त्रीषु राजकुलेषु च ॥१५॥

નદીનો, નખવાળાં અને શીંગડાવાળાં પ્રાણીઓનો, જેના હાથમાં હથિયાર હોય તેનો, સ્ત્રીનો અને રાજાનો કદીએ વિશ્વાસ કરવો નહિ. ૧૫

विषादप्यमृतं ग्राह्यममेध्यादपि कांचनम् ।
नीचादप्युत्तमां विद्यां स्त्रीरत्नं दुष्कुलादपि ॥१६॥

ઝેરમાંથી પણ અમૃત હોય તો લેવું, નઠારામાંથી પણ સોનું લેવું, નીચની પાસેથી પણ ઉત્તમ વિદ્યા ભણવી અને દુષ્કુળમાંથી પણ સ્ત્રી રત્ન હોય તો તે લેવું-પરણવું. ૧૬

स्त्रीणां द्विगुण आहारो लज्जा चापि चतुर्गुणा ।
सहर्ष षड्गुणं चैव कामश्चाष्टगुणः स्मृतः ॥१७॥

વિદ્વાનો કહે છે કે પુરૂષ કરતાં સ્ત્રીઓમાં આહાર બમણો, લાજ ચાર ગણી, સાહસ છ ગણું અને કામ આઠ ગણો હોયછે.

इतिश्री वृद्धचाणक्यनीतिसमुच्चये प्रथमोऽध्यायः ॥

## अध्याय २ जो.

अनृतं साहसं माया मूर्खत्वमतिलोभता ।
अशौचं निर्दयत्वंच स्त्रीणां दोषाः स्वभावजाः ॥१॥

જુઠું બોલવું, વિચાર કર્યા વગર કામ કરવું, કપટ, મૂર્ખાઇ, અત્યંત લોભીપણું, મેલાપણું અને નિર્દયતા, એટલા તો સ્ત્રીઓમાં સ્વાભાવિક દોષો જ છે. ૧

भोज्यं भोजनशक्तिश्च रतिशक्तिर्वरांगना ।
विभवे दानशस्तिश्च नाल्पस्य तपसः फलम् ॥२॥

ભોજનના પદાર્થોની સાથે ભોજન કરવાની શક્તિ, સુંદર સ્ત્રીની સાથે પૌરૂષ્ય–રતિ શક્તિ, તેમજ સારો પૈસો હોય અને દાન કરવાની વૃત્તિ હોવી, એ કંઇ થોડા તપનું ફળ નથી. ૨

यस्य पुत्रो वशीभूतो भार्या छंदानुगामिनी ।
विभवे यश्च संतुष्टस्तस्य स्वर्ग इहैव हि ॥३॥

જેને છોકરાંઓ વશ છે, સ્ત્રી મરજી પ્રમાણે ચાલે એવી છે અને જેને જે મળ્યું તેમાં સંતોષ છે, તે માણસને તો પછી આલોકમાં જ સ્વગ છે એમ જાણવું. ૩

ते पुत्रा ये पितुर्भक्ताः स पिता यस्तु पोषकः ।
तन्मित्रं यत्र विश्वासः भार्या यत्र निवृत्तिः ॥४॥

તે જ પુત્ર જાણવા કે જે પિતૃભક્ત હોય, તે જ પિતા કે જે પોષક હોય, તે જ મિત્ર કે જેનામાં વિશ્વાસ રખાય અને તે જ સ્ત્રી કે જેનાથી નિવૃત્તિ મળે. ૪

परोक्षे कार्यहंतारं प्रत्यक्षे प्रियवादिनम् ।
वर्जयेत्तादृशं मित्रं विषकुंभं पयोमुखम् ॥५॥

મોંઢે સારૂં પ્રિય બોલનાર અને પાછળથી ભુંડું બોલી આપણા કામને તોડી પાડનાર, મોંઢે દૂધ ભરેલા પણ અંદરથી હળાહળ વિષવાળા ઘડાના જેવા મિત્રને તજી દેવો. ૫

न विश्वसेत्कुमित्रे च मित्रे चापि न विश्वसेत् ।
कदाचित्कुपितं मित्रं सर्वगुह्यं प्रकाशयेत् ॥६॥

કુમિત્રનો કે મિત્રનો પણ વિશ્વાસ કરવો નહિ, કારણ કે કોઈ દહાડો તે ગુસ્સે થાય તો આપણું જે કંઈ છાનું છપનું જાણેલું કે જોયેલું હોય, તે ઉઘાડું પાડી દે. ૬

मनसा चिंतितं कार्यं वाचा नैव प्रकाशयेत् ।
मंत्रेण रक्षयेद् गूढं कार्यं चापि नियोजयेत् ॥७॥

મનથી જે કામ કરવાનો નિશ્ચય કર્યો હોય તે કદી પણ બોલીને જાહેર કરવું નહિ. મસલત કરવી પડે તો પણ તે ખાનગી રાખવી અને ધીરેથી તે સાધી લેવાય તેમ કરવું. ૭

कष्टं च खलु मूर्खत्वं कष्टं च खलु यौवनं ।
कष्टात्कष्टतरं चैव परगेहनिवासनम् ॥८॥

મૂર્ખતા દુઃખકર છે, યૌવન તેથી પણ વધારે દુઃખકર છે અને પરઘેર વાસ કરવો પડે, એ તો વળી કષ્ટ કરતાં પણ વધારે કષ્ટતર છે. ૮

शैले शैले न माणिक्यं मौक्तिकं न गजे गजे ।
साधवो नहि सर्वत्र चंदनं न वने वने ॥९॥

પર્વતે પર્વતે કંઈ માણેકની ખાણો હોતી નથી, હાથીએ હાથીએ મોતી હોતાં નથી અને વને વને જેમ ચંદનનાં ઝાડ હોતાં નથી, તેમ સાધુ પુરૂષો પણ કંઈ સર્વત્ર હોતા નથી.

पुत्राश्च विविधैः शीलै र्नियोज्याः सततं बुधैः ।
नीतिज्ञाः शीलसंपन्ना भवंति कुलपूजिताः ॥१०॥

ડાહ્યા માણસોએ પોતાના પુત્રોને વિવિધ જાતના ગુણો

શીખવવા, કારણ કે નીતિને જાણનારા અને શીલસંપન્ન પુત્રો હોય, તે જ કુળ પૂજાય છે. ૧૦

मातासत्रुः पितावैरी येन बालो न पाठितः ।
न शोभते सभामध्ये हंसमध्ये बको यथा ॥११॥

જેણે પોતાના પુત્રને ભણાવ્યો ન હોય તે માતા પિતા શત્રુ જેવાં જાણવાં, કારણ કે હંસોમાં જેમ બગલો શોભતો નથી, તેમ વિદ્વાનની સભામાં મૂર્ખ છોકરો શોભતો નથી. ૧૧

लालनाद् बहवो दोषास्ताडनाद्बहवोगुणाः ।
तस्मात् पुत्रं च शिष्यं च ताडयेन्न तु लालयेत् ॥१२॥

લાડ લડાવવામાં બહુ દોષ અને મારવામાં બહુ ગુણ રહેલા છે, માટે પુત્રને તથા શિષ્યને મારવા પરંતુ લડાવવા નહિ.

श्लोकेन वा तदर्धेन तदर्धार्धाक्षरेण च ।
अवंध्यं दिवसं कुर्याद् दानाध्ययनकर्मभिः ॥१३॥

એક શ્લોક, તે નહિ તો અર્ધો શ્લોક અને તે નહિ તો એક અક્ષર પણ નિત્ય ભણવો અને એજ રીતે દાન, અધ્યયન અને કંઇ નહિ ને કંઇ પણ કર્મ કરતા રહેવું, પરંતુ દિવસને વાંઝીઓ-કંઇ કામજ કર્યું ન હોય એવો જવા દેવો નહિ.

कांतावियोगःस्वजनापमानोऋणस्यशेषंकुनृपस्यसेवा ।
दरिद्रभावोविषमासभाचविनाऽग्निनैतेप्रदहंतिकायम् ॥१४

સ્રીનો વિયોગ, સ્વજનો તરફનું અપમાન, થોડુંક પણ કરજ, કુનૃપની સેવા, દરિદ્રતા અને અસમ માણસોની સભામાં હાજરી, એટલાં વાનાં વગર અગ્નિએ માણસને બાળી મૂકે છે.

नदीतीरे च ये वृक्षाः परगृहेषु कामिनी ।

मंत्रीहीनाश्च राजानः शीघ्रं नश्यंत्यसंशयम् ॥१५॥

નદીના તીર ઉપર ઉગેલાં વૃક્ષો, પરઘેર રહેલી સ્ત્રી અને મંત્રી રહિત રાજા, એટલાં સપાટાબંધ નાશ પામે છે.

बलं विद्या च विप्राणां राज्ञां सैन्यं बलं तथा ।
बलं वित्तं च वैश्याणां शूद्राणां च कनिष्ठिका ॥१६॥

બ્રાહ્મણોનું બળ વિદ્યા, રાજાનું બળ સૈન્ય, વૈશ્યનું બળ ધન, અને શૂદ્રનું બળ સેવા ગણાય છે. ૧૬

निर्धनं पुरुषं वेश्या प्रजा भग्नं नृपं त्यजेत् ।
खगा वीतफलं वृक्षं भुक्त्वा श्चाभ्यागता गृहं ॥१७॥
गृहीत्वा दाक्षणां विप्रास्त्यजंति यजमानकं ।
प्राप्तविद्या गुरुंशिष्या दग्धारण्यं मृगास्तथा ॥१८

વેશ્યા નિર્ધન પુરૂષનો ત્યાગ કરે છે, પદભ્રષ્ટ થએલા રાજાનો પ્રજા ત્યાગ કરે છે, ફળ વગરના વૃક્ષનો પંખીઓ ત્યાગ કરે છે અને અભ્યાગત જમ્યા પછી તે ઘરનો ત્યાગ કરે છે. દક્ષિણા લીધા પછી બ્રાહ્મણો યજમાનને તજી દે છે, વિદ્યા ભણી રહ્યા પછી શિષ્યો ગુરૂને ત્યજી દે છે અને બળી ગયેલા વનને મૃગો પણ ત્યજી દે છે, અર્થાત્ સ્વાર્થ પતી રહેતાં કોઈ કોઈને વળગી રહેતું નથી. ૧૭-૧૮

दुराचारी च दुर्दृष्टि र्दुरावासी च दुर्जनः ।
यन्मैत्री क्रियते पुंभि र्नरः शीघ्रं विनश्यति ॥१९॥

જે માણુસ દુરાચારીની, નઠારી દૃષ્ટિવાળાની, નઠારા સ્થાનમાં રહેનારની અને દુર્જનની મિત્રતા કરે છે, તે થોડાજ વખતમાં નાશ પામે છે. ૧૯

समाने शाभते प्रीती राज्ञि सेवा च शोभते ।
वाणिज्यं व्यवहारेषु स्त्रीदिव्या शोभते गृहे ॥२०॥

સમાન માણુસો સાથે પ્રીતિ શોભે છે, સેવા રાજાની શોભે છે, વ્યવહારમાં વાણિજ્ય શોભે છે અને દિવ્ય એવી સ્ત્રી છે તે ઘરમાં શોભે છે. ૨૦

इतिश्री वृद्धचाणक्यनीतिसमुच्चये द्वितीयोऽध्यायः ॥

## अध्याय ३ जो.

कस्य दोषः कुले नास्ति व्याधिना को न पीडितः ।
व्यसनं केन न प्राप्तं कस्य सौख्यं निरंतरम् ॥१॥

કોના કુળમાં દોષ નથી, કોણુ વ્યાધિથી નથી પીડાતું, કોને મુશ્કેલી નથી આવતી અને આ સંસારમાં કોને નિરંતર સુખ છે ? ૧

आचारः कुलमाख्याति देशमाख्याति भाषणं ।
संभ्रमः स्नेहमाख्याति वपुराख्याति भोजनम् ॥२॥

આચાર માણુસના સારા ખોટા કુળને દેખાડી આપે છે, વાતચિત માણુસ કયા દેશનો છે તે બતાવી આપે છે, સંભ્રમ તેનો સ્નેહ કેવો છે તે બતાવી આપે છે અને શરીર છે તે માણુસ કેવું અને કેટલું ભોજન કરે છે, તે બતાવી આપે છે. ૨

सुकुले योजयेत् कन्यां पुत्रं विद्यासु योजयेत् ।
व्यसने योजयेच्छत्रं मित्रं धर्मेण योजयेत् ॥३॥

કન્યાને સારા કુળ સાથે જોડવી, પુત્રને વિદ્યામાં યોજવો, શત્રુને વ્યસનમાં નાંખવો અને મિત્રને ધર્મ બતાવવો. ૩

दुर्जनस्य च सर्पस्य वरं सर्पो न दुर्जनः ।
सर्पो दशति कालेन दुर्जनस्तु पदे पदे ॥४॥
एतदर्थं कुलीनानां नृपाः कुर्वंति संग्रहम् ।
आदिमध्यावसानेषु न त्यजंति च ते नृपम् ॥५॥

દુર્જન અને સર્પની સરખામણીમાં દુર્જન કરતાં સર્પ સારો છે, કારણ કે, સર્પ કોઇ વાર ડસે છે, પરંતુ દુર્જન તો ડગલે ડગલે ડસ્યા જ કરે છે. આમ હોવાથી રાજાઓ સુજન–ખાનદાન માણસોને પોતાની સાથે રાખે છે, કારણ કે સારી ખોટી અવસ્થાઓમાં તેઓ કદી પણ રાજાનો ત્યાગ કરતા નથી. ૫

प्रलये भिन्नमर्यादा भवंति किल सागराः ।
सागरा भेदमिच्छंति प्रलयेपि न साधवः ॥६॥

સમુદ્રો હંમેશ મર્યાદામાં રહેનાર હોવા છતાં પણ પ્રલયકાળે મર્યાદા મૂકીને ભેદ ઇચ્છે છે, પરંતુ જે સાધુ પુરૂષો છે, તે તો પ્રલયકાળે પણ મર્યાદા મૂકતા નથી અને ભેદ ઇચ્છતા નથી.

मूर्खस्तु परिहर्तव्यः प्रत्यक्षो द्विपदः पशुः ।
भिद्यते वाक्यशल्येन हृदयं कंटको यथा ॥७॥

મૂર્ખ માણસનો હંમેશા ત્યાગ કરવો, કારણ કે તે પ્રત્યક્ષ બે પગો પશુ છે, અને જેમ અજાણતાં કાંટો ભોંકાઇ જાય તેમ તે મૂર્ખ આપણને કુવાક્ય રૂપી કાંટાથી વારંવાર વિંધ્યા કરે છે.

रूपयौवनसंपन्ना विशालकुलसंभवाः ।
विद्याहीना न शोभंते निर्गंधा इव किंशुकाः ॥८॥

સારા કુળમાં જન્મેલા યુવાન અને સુંદર છતાં પણ વિદ્યા વગરના માણસો નિર્ગંધ ખાખરાની માફક શોભતા નથી. ૮

कोकिलानां स्वरो रूपं स्त्रीणां रूपं पतिव्रतम् ।

विद्यारूपं कुरूपाणां क्षमा रूपं तपस्विनः ॥९॥

કોયલનું રૂપ તેનો સ્વર છે, સ્ત્રીનું રૂપ પતિવ્રત છે, કદરૂપનું રૂપ વિદ્યા છે, અને તપસ્વીનું રૂપ ક્ષમા છે. ૯

त्यजेदेकं कुलस्यार्थे ग्रामस्यार्थे कुलं त्यजेत् ।
ग्रामं जनपदस्यार्थे ह्यात्मार्थे पृथिवीं त्यजेत् ॥१०॥

આખા કુટુંબને માટે એક માણસનો, ગામને માટે એકાદ કુટુંબનો, આખા દેશને માટે ગામનો અને આત્માને અર્થે તો આખી પૃથ્વીનો ત્યાગ કરવો પડે, તો તે પણ કરવો. ૧૦

उद्योगेवास्ति दारिद्र्यं जपतो नास्ति पातकं ।
मौने च कलहो नास्ति नास्ति जागरिते भयम् ॥११॥

ઉદ્યોગ કરનારને દારિદ્ર આવતું નથી, જપ આગળ પાપ ટકતું નથી, મૌન રાખતાં કલહ થવા પામતો નથી અને જાગનારને ભય પ્રાપ્ત થતો નથી. ૧૧

अतिरूपेण वै सीता अतिगर्वेण रावणः ।
अतिदानाद्बलिर्बद्धो ह्यतिसर्वत्र वर्जयेत् ॥१२॥

અતિ રૂપથી સીતાજી, અતિ ગર્વથી રાવણ અને અતિ દાનથી બલિરાજા બંધાયો માટે ‘ અતિ ’ દરેક રીતે તજી દેવું, અર્થાત્ કોઈ પણ વસ્તુ અતિશય હોય તે સારી નહિ. ૧૨

को हि भारः समर्थानां किं दूरं व्यवसायिनां ।
को विदेशः सुविद्यानां कः परः प्रियवादिनाम् ॥१३॥

બળવાને ભાર શી વાત છે? વ્યવસાયીને દૂર શું છે? વિદ્વાનને વિદેશ જેવું શું છે? અને મીઠાબોલાને પારકું શું છે? ૧૩

एकेनापि सुवृक्षेण पुष्पितेन सुगंधिना ।

वासितं तद्वनं सर्वं सुपुत्रेण कुलं यथा ॥१४॥

જેમ સુગંધીદાર પુષ્પવાળા એક સારા વૃક્ષથી આખું વન સુગંધવાળું થઇ રહે તેમ સુપુત્રથી આખું કુટુંબ શોભી રહેછે.

एकेन शुष्कवृक्षेण दह्यमानेन वन्हिना ।

दह्यते तद्वनं सर्वं कुपत्रेण कुलं यथा ॥१५॥

એકજ સુકા ઝાડના બળવાથી જેમ આખું વન બળી જાય છે તેમ એક કુપુત્રથી આખા કુળનો નાશ થાય છે. ૧૫

एकेनापि सुपुत्रेण विद्यायुक्तेन साधुना ।

आह्लादितं कुलं सर्वं यथा चंद्रेण शर्वरी ॥१६॥

ચંદ્રમાથી જેમ રાત્રી આલ્હાદદાયક થઈ રહે છે, તેમ એકજ ભણેલા ગણેલા અને સારા સ્વભાવના પુત્રથી આખું કુટુંબ આનંદમય થઇ રહે છે. ૧૬

किं जातैर्बहुभिः पुत्रैः शोकसंतापकारकैः ।

वरमेकः कुलालंबी यत्र विश्राम्यते कुलं ॥१७॥

શોક સંતાપ કરાવનાર ઘણા છોકરાઓ કરતાં એકજ ગુણવાન પુત્ર આખા કુળનો વિશ્રામ રૂપ થઇ પડે છે. ૧૭

लालयेत् पंचवर्षाणि दशवर्षाणि ताडयेत् ।

प्राप्ते तु षोडशे वर्षे पुत्रे मित्रत्वमाचरेत् ॥१८॥

પાંચ વર્ષનો થાય ત્યાં સુધી છોકરાને લડાવવો, તે પછી દશ વર્ષ સુધી શિક્ષા કરવી અને સોળ વર્ષનો થાય એટલે તો તેની સાથે મિત્રની માફક વર્તવું. ૧૮

उपसर्गेऽन्यचक्रे च दुर्भिक्षे च भयावहे ।

असाधुजनसंपर्के यः पलायेत्स जीवति ॥१९॥

મોટી આપત્તિમાંથી, પરરાજ્યમાંથી, ભયંકર દુકાળમાંથી અને અસાધુ માણુસની સોબતમાંથી જે માણુસ નાસી છુટે છે તેજ જીવે છે. ૧૯

धर्मार्थकाममोक्षेषु यस्यैकोपि न विद्यते ।
मृततुल्यः स विज्ञेयस्तस्य जन्म निरर्थकं ॥२०॥

ધર્મ, અર્થ, કામ અને મોક્ષ, એ ચાર પુરૂષાર્થમાંનો એકકે પુરૂષાર્થ જેનામાં હોય નહિ તેનો જન્મ નિરર્થક જાણવો. એટલુંજ નહિ, પરંતુ તેને મુવેલા જેવો જાણવો. ૨૦

मूर्खा यत्र न पूज्यंते धान्यं यत्र सुसंचितम् ।
दंपत्योः कलहो नास्ति तत्र श्रीः स्वयमागता ॥२१॥

જ્યાં મૂર્ખ પૂજાતો નથી, જ્યાં ગરીબોને સારી રીતે ભોજન મળે છે અને જ્યાં સ્ત્રી પુરૂષ વચ્ચે જરાએ ક્લેશ થતો નથી, ત્યાં–તે ઘરમાં લક્ષ્મી પોતે આવીને રહે છે. ૨૧

इतिश्री वृद्धचाणक्यनीतिसमुच्चये तृतीयाऽध्यायः

## अध्याय ४ थो.

आयुः कर्म च वित्तं च विद्या निधनमेव च।
पंचैतानि हि सृज्यंते गर्भस्थस्यैव देहिनः ॥१॥

આયુષ્ય, કર્મ, વિત્ત, વિદ્યા અને મૃત્યુ, એ પાંચ વાનાં તો પ્રાણી ગર્ભમાં હોય છે ત્યારથીજ તેના ભાગ્યમાં લખાય છે. ૧

साधुभ्यस्तु निवर्तंते पुत्रमित्राणि बांधवाः ।
ये च तैः सह गंतारस्तद्धर्मात्सुकृतं कुलम् ॥२॥

સાધુ જનથી તેના પુત્રો, મિત્રો, અને સંબંધીઓ સંતોષથી અળગા થઈ જાય છે, અને પછી તે એકલોજ ગુણોની

સાથે જો આ સંસારમાંથી ચાલ્યો જાય છે, તો તેના આખા કુટુંબને સુકૃત પ્રાપ્ત થાય છે. ૨

दर्शनध्यानसंस्पर्शैर्मत्सी कूर्मी च पक्षिणी ।
शिशुं पालयते नित्यं तथा सज्जनसंगतिः ॥३

માછલી, કાચબી અને પાંખણી જેમ દર્શન, ધ્યાન અને સ્પર્શથી પોતાનાં બચ્ચાંને પાળે છે, તેમ સજ્જનની સંગતિ પણ પોતાને ભજનારને પાળે છે. ૩

यावत् स्वस्थो ह्ययं देहो यावन्मृत्युश्च दूरतः ।
तावदात्महितं कुर्यात् प्राणांते किं करिष्यति ॥४

જ્યાં સુધી દેહ સ્વસ્થ છે અને જ્યાં સુધી મરણ દૂર છે ત્યાં સુધીમાં પોતાનું કલ્યાણ—આત્મહિત કરી લેવું, કારણ કે, પ્રાણાંતે કંઈ થઈ શકશે નહિ. ૪

कामधेनुगुणा विद्या ह्यकाले फलदायिनी ।
प्रवासे मातृसदृशी विद्या गुप्तं धनं स्मृतम् ॥५

વિદ્યામાં કામધેનુના ગુણો રહેલા છે, તે અકાળે ફળ આપે છે, પ્રવાસમાં માતા જેવી છે અને વિદ્યા એ જ ખરેખરૂં ગુપ્ત ધન છે, માટે મનુષ્ય માત્રે તે અવશ્ય પ્રાપ્ત કરવી. ૫

एकोऽपि गुणवान् पुत्रो निर्गुणैश्च शतैर्वरः ।
एकश्चंद्रस्तमो हंति न च तारासहस्रशः ॥६

નિર્ગુણ સો પુત્રો કરતાં ગુણવાન એક પુત્ર હોય તો પણ સારો, કારણ કે તારાઓ હજારો છે તોપણ અંધારૂં ટળતું નથી, અને એક ચંદ્રમા તેને તરત દૂર કરે છે. ૬

मूर्खश्चिरायुर्जातोऽपि तस्माज्जातो मृतो वरः ।

मृतः स चाल्पदुःखाय यावज्जीवं जडो दहेत् ॥७

લાંબા આયુષ્યવાળો મૂર્ખ છોકરો થાય તેના કરતાં મુએલો છોકરો થાય તે સારો, કારણ કે મુએલો તો એક ઘડીજ દુઃખ કરાવે છે, પરંતુ જડ તો આખો જન્મારો દમ્યા કરે છે.

कुग्रामवासः कुलहीन सेवा कुभोजनं क्रोधमुखी च भार्या ।
पुत्रश्च मूर्खो विधवा च कन्या विनाऽग्निनाषट् प्रदहंति कायम् ८

કુગ્રામમાં વાસ, હલકા માણસની ચાકરી, નઠારૂં ભોજન, ક્રોધી સ્ત્રી, મૂર્ખ છોકરો અને વિધવા કન્યા, એ છ વગર અગ્નિએ શરીરને બાળી મૂકે છે. ૮

किं तया क्रियते धेन्वा या न दोग्ध्री न गुर्विणी ।
कोऽर्थ. पुत्रेण जातेन यो न विद्वान्न भक्तिमान् ॥९

જે ગાભણીઓ થતી ન હોય અને જે દૂધે આપતી ન હોય તે ગાય શા કામની? તેમ જે વિદ્વાન ન હોય અને ભક્તિમાને ન હોય તે પુત્ર પણ શા કામનો? અર્થાત્ નિરર્થક જાણવો.

संसारतापदग्धानां त्रयो विश्रांति हेतवः ।
अपत्यं च कलत्रं च सतां संगतिरेव च ॥१०

સંસારના તાપથી તપેલા માણસને વિશ્રાંતિ લેવા માટે છોકરાં, સ્ત્રી અને સારાં માણસની સંગત, એ ત્રણ સ્થાન ગણાય છે. ૧૦

सकृज्जल्पंति राजानः सकृज्जल्पंति पंडिताः ।
सकृत्कन्याः प्रदीयंते त्रीण्येतानि सकृत्सकृत् ॥११

રાજા એકજ વાર બોલે છે, પંડિત એકજ વાર બોલે છે અને કન્યાનું દાન પણ એકજવાર દેવાય છે, અર્થાત્ આ ત્રણ

વાનાં એકજ વાર થાય છે, માટે તે બહુ વિચાર કરીને કરવાં.

एकाकिना तपो, द्वाभ्यां पठनं, गायनं त्रीभिः ।
चतुर्भिर्गमनं क्षेमं पंचभिर्बहुभी रणे ॥१२

તપ એક જણે કરવું, વિદ્યાભ્યાસ બે જણે કરવો, ગાયન ત્રણ જણે ગાવું, બહાર ચાર જણે જવું, ક્ષેત્રમાં પાંચ જણે જવું અને લડવા ઘણા જણે સાથેજ જવું. ૧૨

सा भार्या या शुचिर्दक्षा सा भार्या या पतिव्रता ।
सा भार्या या पतिप्रीता सा भार्या सत्यवादिनि ॥१३

જે ચતુર અને પવિત્ર હોય, જે પતિવ્રતા હોય, જે પતિ ઉપર સ્નેહવાળી હોય અને જે સત્ય બોલનારી હોય, તે જ ખરેખરી ભાર્યા-ભરણ પોષણને યોગ્ય સ્ત્રી જાણવી. ૧૩

अपुत्रस्य गृहं शून्यं दिशः शून्यास्त्वबांधवाः ।
मूर्खस्य हृदयं शून्यं सर्वशून्यं दरिद्रता ॥१४

અપુત્રનું ઘર, જેને બંધુજન ન હોય તેની દિશાઓ, મૂર્ખનું હૃદય અને દરિદ્રતાવાળાને સર્વ શૂન્ય જાણવું. ૧૪

अनभ्यासे विषं शास्त्रमजीर्णे भोजनं विषम् ।
दरिद्रस्य विषं गोष्ठी वृद्धस्य तरुणीविषम् ॥१५

અભ્યાસ વગર શાસ્ત્ર, અજીર્ણમાં ભોજન, દરિદ્રને વાતચિત અને વૃદ્ધ માણસને જુવાન સ્ત્રી હંમેશ ઝેર જેવાં લાગે છે.

त्यजेद्धर्मं दयाहीनं विद्याहीनं गुरुं त्यजेत् ।
त्यजेत् क्रोधमुखीं भार्यां निःस्नेहान् बांधवांस्त्यजेत् १६

દયા વગરના ધર્મનો, વિદ્યા વગરના ગુરૂનો, ક્રોધવાળી સ્ત્રીનો અને સ્નેહ વગરનાં સ્વજનોનો ત્યાગ કરવોજ જોઈએ.

अभ्वाजरा मनुष्याणां वाजिनां बंधनं जरा ।
अमैथुनं जरा स्त्रीणां वस्त्राणामातपो जरा ॥१७

પંથ કર્યા કરવાથી માણસ વૃદ્ધ થાય છે, બાંધી રાખવાથી ઘોડો વૃદ્ધ થઇ જાય છે, અમૈથુનથી સ્ત્રીને જરા આવે છે અને તડકા—તાપથી કપડાંનો આવરદા ઓછો થાય છે. ૧૭

कः कालः कानि मित्राणि को देशः कौ व्ययागमौ ।
कस्याहं का च मे शक्तिरिति चिन्त्यं मुहुर्मुहुः ॥१८

કેવો વખત છે? કોણુ કોણુ મિત્ર છે, કેવો દેશકાળ છે, કેવાં ઉપજ ખરચ છે, હું કોનો છું અને મારામાં કેટલી શક્તિ છે? તેનો ડાહ્યા માણસે હંમેશ વારંવાર વિચાર કર્યા કરવો.

जनिता चोपनीता च यश्च विद्यां प्रयच्छति ।
अन्नदाता भयत्राता पंचैते पितरः स्मृताः ॥१९॥

જન્મ આપનાર, જનોઇ દેનાર, ભણાવનાર, અન્નદાતા અને ભયમાંથી બચાવનાર, એ પાંચેને વિદ્વાનોએ માણસના પિતા કહેલા છે. ૧૯

राजपत्नी गुरोःपत्नी मित्रपत्नी तथैव च ।
पत्नीमाता स्वमाता च पंचैता मातरस्मृताः ॥२०॥

રાજપત્ની, ગુરૂપત્ની, મિત્રની સ્ત્રી, સાસુ અને પોતાની માતા, એ પાંચને વિદ્વાનોએ માણસની માતાઓ ગણેલી છે.

अग्नीर्देवो द्विजातीनां मुनीनां हृदिदैवतम् ।
प्रतिमा स्वल्पबुद्धीनां सर्वत्र समदर्शिनाम् ॥२१॥

દ્વિજાતિનો (બ્રાહ્મણ ક્ષત્રિય અને વૈશ્યનો) દેવ અગ્નિ, મુનિઓનો દેવ તેમના હૃદયમાંનું પરબ્રહ્મ સ્વરૂપ, અલ્પ બુદ્ધિ-

વાળાઓનો દેવ મૂર્તિ અને જેઓ સમદર્શી છે તેઓનો દેવ આખું જગત છે એમ જાણવું. ૨૧

इतिश्री वृद्धचाणक्यनीतिसमुच्चये चतुर्थोऽध्यायः ॥

# अध्याय ५ मो.

गुरुरग्निर्द्विजातीनां वर्णानां ब्राह्मणो गुरुः ।

पतिरेव गुरुः स्त्रीणां सर्वस्याभ्यागतो गुरुः ॥१॥

દ્વિજાતના ગુરૂ અગ્નિ, વર્ણોનો ગુરૂ બ્રાહ્મણ, સ્ત્રીઓનો ગુરૂ તેમનો સ્વામી અને અભ્યાગત સર્વનો ગુરૂ ગણાય છે. ૧

यथा चतुर्भिः कनकं परीक्ष्यते निघर्षणच्छेदनतापताडनैः ।
तथा चतुर्भिः पुरुषः परीक्ष्यते त्यागेन शीलेन गुणेन कर्मणा ॥२

ઘર્ષણથી, છેદનથી, તાપથી અને ટીપવાથી જેમ સુવર્ણની પરીક્ષા થાય છે, તેમ દાનથી, શીલથી, ગુણથી અને કર્મથી પુરૂષની પરીક્ષા થાય છે. ૨

तावद्भयेषु भेतव्यं यावद्भयमनागतम् ।

आगतं तु भयं दृष्ट्वा प्रहर्तव्यमशंकया ॥३॥

જયાં સુધી ભય આવ્યો ન હોય ત્યાં સુધી ભયથી ડરવું, પરંતુ જયારે ભય આવી પહોચે ત્યારે તેનાથી ડરી ન જતાં તેનો પ્રતિકાર કરવો. ૩

एकोदरसमुद्भूता एकनक्षत्रजातकाः ।

न भवंति समाः शीले यथा बदरिकंटकाः ॥४॥

એકજ સ્થાનમાંથી અને એકજ વખતે ફૂટી નીકળેલા બોરડીના બે કાંટામાંનો એક સીધો અને એક વાંકો થાય છે, તેમ એકજ ઉદરમાં પાકેલા અને એકજ નક્ષત્રમાં જન્મેલા

છતાં પણ બે ( ભાઈઓ ) જણ એક સરખા શીલના—સ્વભાવના થતા નથી ૪

नि स्पृही नाधिकारी स्यान्नाकामी मंडनप्रियः ।
न विदग्धः प्रियं ब्रूयात् स्पष्टवक्ता न वंचकः ॥५॥

નિઃસ્નેહ માણસ અધિકારી થઈ શકતો નથી, જેને કામનાઓ ન હોય તેને ટાપટીપ ગમતી નથી, જે ચતુર ન હોય તેને પ્રિય બોલતાં આવડતું નથી અને જે સ્પષ્ટવક્તા હોય છે તે કદી પણ ઠગ થઈ શકતો નથી. ૫

मूर्खाणां पंडिताद्वेष्या अधनानां महाधनाः ।
वारांगनाः कुलस्त्रीणां सुभगानां च दुर्भगाः ॥६॥

મૂર્ખ પંડિતોનો, નિર્ધનો ધનીનો, કુલટા સ્ત્રીઓ સાધ્વીઓનો અને નિર્ભાગી દુર્ભાગીઓનો દ્વેષજ કર્યા કરે છે. ૬

आलस्योपहता विद्या परहस्तगतं धनम् ।
अल्पबीजं हतं क्षेत्रं हतं सैन्यमनायकम् ॥७॥

આળસથી વિદ્યાનો, પરને હાથ જતાં ધનનો, અલ્પ બીજથી ખેતરનો અને નઠારા નાયકને લીધે સૈન્યનો નાશ થાય છે.

अभ्यासाद्धार्यते विद्या कुल शीलेन धार्यते ।
गुणैर्मित्राणि धार्यंते ह्यक्ष्णा क्रोधश्च धार्यते ॥८॥

અભ્યાસથી વિદ્યાને, શીલથી કુળને, ગુણોથી મિત્રોને, અને આંખોથી ક્રોધને ધારણ કરવો. ૮

वित्तेन रक्ष्यते धर्मो विद्या योगेन रक्ष्यते ।
मृदुना रक्ष्यते भूपः सत्स्त्रिया रक्ष्यते गृहम् ॥९॥

વિત્તથી ધર્મનું, યોગથી વિદ્યાનું, મૃદુતાથી રાજાનું અને

સારી સ્ત્રીથી ઘરનું રક્ષણ કરવું. ૯

अन्यथा वेदपांडित्यं शास्त्रमाचारमन्यथा ।

अन्यथा कुवचः शांतं विद्वानेतत्त्रयं त्यजेत् ॥१०॥

વેદમાં પાંડિત્ય વ્યર્થ છે, આચાર આગળ શાસ્ત્ર નકામું છે અને શાંત માણસને ગાળ દેવી તે વ્યર્થ છે, માટે વિદ્વાન માણસે એ ત્રણ વાનાં તજવાં જોઇએ. ૧૦

दारिद्र्यनाशनं दानं शीलं दुर्गतिनाशनम् ।

अज्ञाननाशिनी प्रज्ञा भावना भयनाशिनी ॥११॥

દાનથી દારિદ્ર્યનો, શીલથી દુર્ગતિનો, પ્રજ્ઞાથી અજ્ઞાનનો અને ભાવનાથી ભયનો નાશ થાય છે. ૧૧

नास्ति कामसमो व्याधिर्नास्ति मोहसमो रिपुः ।

नास्ति क्रोधसमो वह्निर्नास्ति ज्ञानात् परं सुखम् ॥१२

કામના જેવો વ્યાધિ નથી, મોહના જેવો કોઇ શત્રુ નથી, ક્રોધના જેવો અગ્નિ નથી અને જ્ઞાનના જેવું કોઇ પરમ સુખ નથી.

जन्ममृत्यु हि यात्येको भुंक्ते त्वेकः शुभाशुभम् ।

नरकेषु पतत्येको एको याति परां गतिम् ॥१३

માણસ એકલોજ જન્મે છે, એકલોજ મરે છે, એકલો પોતેજ શુભાશુભ ફળ ભોગવે છે, નરકમાં એકલોજ પડે છે અને ઉત્તમ ગતિ પણ એકલાનેજ મળે છે. ૧૩

तृणं ब्रह्मविदः स्वर्गं तृणं शूरस्य जीवितम् ।

जिताक्षस्य तृणं नारी निस्पृहस्य तृणं जगत् ॥१४

જે બ્રહ્મને જાણનારાઓને સ્વર્ગ, શૂરવીર માણસોને જીવન, સંયમીઓને સ્ત્રી અને જેઓ નિઃસ્પૃહી છે તેમને મન

આખું જગત્ તૃણવત્ છે. ૧૪

विद्या मित्रं प्रवासेषु भार्या मित्रं गृहेषु च ।
व्याधितस्यौषधं मित्रं धर्मो मित्रं मृतस्य च ॥१५॥

પ્રવાસમાં વિદ્યા, ઘરમાં ભાર્યા, રાગીને ઐાષધ અને મૃત માણસને ધર્મ મિત્ર રૂપ છે. ૧૫

वृथा वृष्टिः समुद्रेषु वृथा तृप्तेषु भोजनम् ।
वृथा दानं धनाढ्येषु वृथा दीपो दिवापि च ॥१६॥

સમુદ્રમાં વરસાદ, તૃપ્તને ભોજન, ધનાઢ્યને દાન દેવું અને દિવસે દીવો કરવા તે સઘળુ વ્યર્થ છે. ૧૬

नास्ति मेघसमं तोयं नास्ति चात्मसमं बलम् ।
नास्ति चक्षुः समं तेजो नास्ति धान्यसमं प्रियम् ॥१७

મેઘના જેવું જળ નથી, પોતાના જેવું બીજુ બળ નથી, ચક્ષુના જેવુ તેજ નથી અને અન્નના જેવુ આ જગતમાં બીજું કંઈએ પ્રિય નથી. ૧૭

अधना धनमिच्छंति वाचं चैव चतुष्पदः ।
मानवा स्वर्गमिच्छंति मोक्षमिच्छंति देवताः ॥१८॥

નિર્ધન માણસો ધન, પશુઓ વાણી, મનુષ્યો સ્વર્ગ અને દેવલોક હંમેશ મોક્ષ ઇચ્છે છે.

सत्येन धार्यते पृथ्वी सत्येन तपते रविः ।
सत्येन वाति वायुश्च सर्वं सत्ये प्रतिष्ठितम् ॥१९

સત્યથી પૃથ્વીનો ટકાવ થાય છે, સત્યથી સૂર્યનારાયણ તપે છે, સત્યથી વાયુ વાય છે અને સત્યથી જ સર્વ વસ્તુ ધારણ થાય છે, માટે સત્યને આધારે સર્વ રહેલું છે. ૧૯

चला लक्ष्मीश्चलाः प्राणाश्चले जीवितयौवने ।
चलाचले च संसारे धर्म एको हि निश्चलः ॥

લક્ષ્મી ચંચળ છે, પ્રાણ ચંચળ છે, જીવિત અને યૌવન છે તે પણ ચંચળ છે. આવી સર્વે ચલ વસ્તુઓવાળા સંસારમાં માત્ર ધર્મ નિશ્ચલ છે. ૨૦

नराणां नापिको धूर्तः पक्षिणां चैव वायसः ।
चतुष्पदां शृगालस्तु स्त्रीणां धूर्ता च मालिनी ॥२१

માણસોમાં હજામ, પક્ષીઓમા કાગડો, પશુઓમાં શિયાળ અને સ્ત્રીઓમાં માલણ ધૂર્ત છે.

इतिश्री वृद्धचाणक्यनीतिसमुच्चये पंचमोऽध्यायः ॥

## अध्याय ६ ट्टा.

श्रुत्वा धर्मं विजानाति श्रुत्वा त्यजति दुर्मतिम् ।
श्रुत्वा ज्ञानमवाप्नोति श्रुत्वा मोक्षमवाप्नुयात् ॥१॥

કથા વાર્ત્તા સાંભળવાથી ધર્મ કેવો છે તે જણાય છે. કથા વાર્ત્તા સાંભળવાથી દુર્મતિ દૂર થાય છે, કથા વાર્તા સાંભળવાથી જ્ઞાન પ્રાપ્ત થાય છે અને તેથીજ મોક્ષ પણ મળે છે. ૧

पक्षिणां काकश्चांडालः पशूनां चैव कुक्कुटः ।
मुनीनां क्रोधचांडालः सर्वचांडालनिंदकः ॥२॥

પંખીઓમાં કાગડો, પ્રાણીઓમાં કુકડો અને વૃત્તિઓમાં ક્રોધ ચાંડાળ જેવો છે. તે સર્વથી વધારે નિંદક ચાંડાળ છે. ૨

भस्मना शुद्ध्यते कांस्यं ताम्रमम्लेन शुद्ध्यते ।
रजसा शुद्ध्यते नारी नदी वेगेन शुद्ध्यते ॥३॥

રાખથી કાંસુ, ખટાશથી તાંબુ, અટકાવ આવવાથી સ્ત્રી

અને વહેવાથી નદીનું પાણી શુદ્ધ થાય છે. ૩

भ्रमन् संपूज्यते राजा भ्रमन् संपूज्यते द्विजः ।
भ्रमन् संपूज्यते योगी स्त्रीभ्रमंति विनश्यति ॥४॥

ફરતો રાજા, ફરતો બ્રાહ્મણ અને ફરતો યોગી પૂજાય છે, પણ સ્ત્રી જો ફરતી ફરે તો નાશ પામે છે ૪

यस्यार्थस्तस्य मित्राणि यस्यार्थस्तस्य बांधवाः ।
यस्यार्थः स पुमांल्लोके यस्यार्थः स पंडितः ॥५॥

જેની પાસે પૈસો છે તેના સહુ મિત્ર અને બંધુ થાય છે. વળી જેની પાસે પૈસો છે તે લોકોમાં મોટો પુરૂષ ગણાય છે અને તે જ પંડિત પણ કહેવાય છે. ૫

तादृशी जायते बुद्धि र्व्यवसायोऽपि तादृशः ।
सहायास्तादृशा एव यादृशी भवितव्यता ॥६॥

માણસને જેવું થવાનું હોય તેવી બુદ્ધિ થાય છે, તેવો જ વ્યવસાય સૂઝે છે અને તેવા જ તેને સહાયકો મળી આવે છે.

कालः पचति भूतानि कालः संहरते प्रजाः ।
कालः सुप्तेषु जागर्ति कालो हि दुरतिक्रमः ॥७॥

કાળ પ્રાણી માત્રને પકવે છે, કાળ પ્રજાઓને સંહારે છે અને કાળ જ સુતેલાને જાગ્રત કરે છે, અર્થાત્ કાળ જ એકલો નહિ ઉલ્લંઘી શકાય એવો છે. ૭

न पश्यति च जन्मांधः कामांधो नैव पश्यति ।
न पश्यंति मदोन्मत्ता अर्थी दोषान्न पश्यति ॥८॥

જન્માંધ, કામાંધ, મદોન્મત્ત અને સ્વાર્થી પોતાના દોષ દેખતા નથી. ૮

स्वयं कर्मकरोत्यात्मा स्वयं तत्फलमश्नुते ।
स्वयं भ्रमति संसारे स्वयं तस्माद्विमुच्यते ॥९॥

આત્મા પોતે જ કર્મ કરે છે, પોતેજ તેનાં ફળ ભોગવે છે, પોતે જ સંસારની ઘટમાળમાં ફરે છે અને પોતે જ પોતાનાં કર્મવડે તેમાંથી છૂટે છે. ૯

राजाराष्ट्रकृतं पापं राज्ञः पापं पुरोहितः ।
भर्त्ता च स्त्रीकृतं पापं शिष्यपापं गुरुस्तथा ॥१०॥

નીતિમાં નહિ રાખેલી પ્રજાનું ( રાજ્યનું ) પાપ રાજાને લાગે છે. રાજાને સારે માર્ગે ચાલવાની શિક્ષા નહિ આપવાથી પુરોહિતને રાજાનું પાપ ચોટે છે, સ્ત્રીએ કરેલું પાપ તેના સ્વામીને લાગે છે અને સુનીતિ નહિ શીખવાડેલા શિષ્યે કરેલું પાપ તેના ગુરૂને લાગે છે. ૧૦

ऋणकर्त्ता पिता शत्रुर्माता च व्यभिचारिणी ।
भार्या रूपवती शत्रुः पुत्रः शत्रुरपंडितः ॥११॥

દેવું કરનાર બાપ, વ્યભિચારિણી મા, રૂપવતી સ્ત્રી અને મૂર્ખ છોકરો શત્રુ સમાન જાણવો.

लुब्धमर्थेन गृह्णीयात् स्तब्धमंजलिकर्मणा ।
मूर्खं छंदानुवृत्त्या च यथार्थत्वेन पंडितम् ॥१२॥

લોભીઆને ધનથી, ગર્વીને નમી પડીને, મૂર્ખને હાજીહા કરીને અને વિદ્વાન હોય તેને યથાર્થ કહીને વશ કરવો. ૧૨

वरं न राज्यं न कुराजराज्यं वरं न मित्रं न कुमित्र मित्रम् ।
वरं न शिष्यो न कुशिष्यशिष्यो वरं न दारा न कुदारदाराः ॥

નઠારૂં રાજ્ય હોય તેના કરતાં રાજ્ય ન હોય તે સારૂં,

કુમિત્રના કરતાં મિત્ર ન હોય તે સારો, નઠારા શિષ્ય કરતાં શિષ્ય ન હોય તે સારો અને કુલટા સ્ત્રી કરતાં સ્ત્રી ન હોય એજ સારૂં. ૧૩

कुराजराज्येन कुतः प्रजासुखं कुमित्रमित्रेण कुतोऽस्तनिर्वृत्तिः ।
कुदारदारैश्च कुतो गृहेरतिः कुशिष्यमध्यापयतः कुतो यशः ॥

નઠારા રાજાના રાજ્યમાં પ્રજાને સુખ ક્યાંથી હોય, તેમ નઠારા મિત્રમાં વાતનો વિસામો પણ ક્યાંથી હોય ? વળી નઠારી સ્ત્રી હોય તો ઘર ઉપર પ્રીતિ પણ કયાંથી થાય તેમ જ નઠારા શિષ્યને ભણાવવામાં યશ પણ કયાંથી મળે ? અર્થાત્ નહિ જ. ૧૪

सिंहादेकं बकादेकं शिक्षेच्चत्वारि कुक्कुटात् ।
वायसात् पंचशिक्षेच्च षट्शुनस्त्रीणि गर्दभात् ॥१६

સિંહમાંથી અને બગલામાંથી એક એક, કુકડામાંથી ચાર, કાગડામાંથી પાંચ, કુતરામાંથી છ અને ગધેડામાંથી ત્રણ ગુણ માણસે લેવા જેવા છે. ૧૫

प्रभूतं कार्यमल्पं च यो नरः कर्त्तुमिच्छति ।
सर्वारंभेण तत्कार्यं सिंहादेकं प्रचक्षते ॥१६॥

માણુસ મોટું કે નાનું જે કાર્ય કરવા ઇચ્છતો હોય તે તેણે સિંહના આગ્રહી ગુણની માફક ખંતથી પાર પાડવું. ૧૬

इंद्रियाणि च संयम्य बकवत् पंडितो नरः ।
देशकालबलं ज्ञात्वा सर्वकार्याणि साधयेत् ॥१७॥

ઇંદ્રિયોને સંયમમાં રાખી પોતાનું બળ અને દેશકાળ જોઇને બગલાની માફક ડાહ્યા માણસે સર્વ કાર્યો સાધવાં. ૧૭

प्रत्युत्थानं च युद्धं च संविभागं च बंधुषु ।

**स्वयमाक्रम्य भुंजीत शिक्षेच्चत्वारि कुक्कुटात् ॥१८॥**

વહેલા ઉઠવું, યુદ્ધમાં તત્પર રહેવું, બંધુ જનને ભાગ પાડી આપવો અને પોતાના પરાક્રમથી રળેલું હોય તે ખાવું, એ ચાર ગુણ માણસે કુકડાના શીખવા.

**गूढमैथुनधीरत्वं काले काले च संग्रहम् ।**
**अप्रमत्तमविश्वासं पंच शिक्षेच्च वायसात् ॥१९॥**

રતિસંગ ગુપ્ત રાખવો, ધૈર્ય રાખવું, કાળ કાળની પ્રતિક્ષા કરતા રહેવું, જરા પણ આલસ્ય રાખવું નહિ, તેમ કોઈ ઉપર વિશ્વાસ રાખવો નહિ, એ પાંચ ગુણ કાગડાના શીખવા. ૧૯

**वह्वाशी स्वल्पसंतुष्टः सनिद्रो लघुचेतनः ।**
**स्वामिभक्तश्च शूरश्च षडेते श्वानतो गुणाः ॥२०॥**

પુષ્કળ ખાવું, થોડું ખાવાનું મળે તોપણ સંતોષ રાખવો,* ખુબ ઉંઘવું, છતાં સહેજમાં જાગ્રત થઈ જવું, સ્વામી ભક્ત અને શૂરવીર થવું, એ છ ગુણ કુતરામાંથી શીખવા. ૨૦

**सुश्रांतोऽपि वहेद्भारं शीतोष्णं न च पश्यति ।**
**संतुष्टश्चरते नित्यं त्रीणि शिक्षेच्च गर्दभात् ॥२१॥**

થાકને નહિ ગણકારતાં ભાર વહેવો, ટાઢ તાપ સહેવાં ને હંમેશ સંતુષ્ટ રહેવું, એ ત્રણ ગુણ માણસે ગધેડાના લેવા. ૨૧

**य एतान् विंशति गुणानाचरिष्यति मानवः ।**
**कार्यावस्थासु सर्वासु ह्यजेयः स भविष्यति ॥२२॥**

એક સિંહનો, એક બગલાનો, ચાર કુકડાના, પાંચ કાગ-

---

* ઊંટને જેમ થોડામા થોડું પાણી જોઈએ છે તેમ કુતરાને થોડામાં થોડું ખાવાનું જોઈએ છે.

ડાના, છ કુતરાના અને ત્રણ ગધેડાના મળીને જે વીસ ગુણ પ્રાણીઓમાંથી લેવાના કહ્યા છે, તે ગુણો જેનામાં હોય તેને બધાં કામમાં જયજ મળે છે. ૨૨

इतिश्री वृद्धचाणक्यनीतिसमुच्चये षष्ठोऽध्यायः ॥

## अध्याय ७ मो.

अनर्थनाशं मनस्तापं गृहिणीजरितानि च ।
नीचवाक्यं अपमानं मतिमान प्रकाशयेत् ॥१॥

પૈસો ગુમ થયો હોય તે, મનનો તાપ, પોતાની સ્ત્રીનું ચરિત્ર, નીચ વચન અને કોઈએ અપમાન કર્યું હોય તે, બુદ્ધિમાન માણુસે જાહેર કરવું નહિ. ૧

धनधान्यप्रयोगेषु विद्यासंग्रहणेषु च ।
आहारे व्यवहारे च त्यक्तलज्जः सुखी भवेत् ॥२॥

લેવડ દેવડમાં, ભણવામાં, જમવામાં અને વ્યવહારમાં શરમ નહિ રાખનારોજ સુખી થાય છે. ૨

संतोषामृततृप्तानां यत्सुखं शांतचेतसाम् ।
न चैतद्धनलुब्धानामितश्चेतश्च धावताम् ॥३॥

સંતોષ રૂપી અમૃતથી જે તૃપ્ત રહે છે તેને સુખ અને શાંતિ બેઉ મળે છે, અને જે માણુસ લોભથી આમ તેમ વળખાં મારે છે તે કદાપિ સુખીઓ થતો નથી અને તેને જંપે વળતો નથી.

संतोषस्त्रीषु कर्तव्यः स्वदारे भोजने धने ।
त्रिषु चैवे न कर्तव्योऽध्ययने जपदानयोः ॥४॥

પોતાની સ્ત્રીમા, પોતાને મળેલા ભોજનમાં અને પોતાને મળેલા ધનમાં, માણુસે સંતોષ રાખવો પણ અભ્યાસમાં, તપમાં

અને દાનમાં કદી પણ સંતોષ રાખવો નહિ. ૪

विप्रयोर्विप्रवन्ह्योश्च दंपत्योः स्वामीभृत्ययोः ।
अंतरेण न गंतव्यं हरस्य वृषभस्य च ॥५॥

બે બ્રાહ્મણો, બ્રાહ્મણ અને અગ્નિ, સ્ત્રી અને પુરૂષ, સ્વામી અને સેવક તેમજ શંકર અને તેમના નંદીની વચમાં થઈને જવું નહિ. ૫

पादाभ्यां न स्पृशेदग्निं गुरुं ब्राह्मणमेव च ।
नैव गां न कुमारीं च न वृद्धं न शिशुं तथा ॥६॥

અગ્નિ, ગુરૂ, બ્રાહ્મણ, ગાય, કુમારી, વૃદ્ધ અને બાળક, એ સાતને કદાપિ પણ પગ લગાડવો નહિ. ૬

शकटात् पंचहस्तेन दशहस्तेन वाजिनः ।
हस्तिहस्तसहस्रेण देशत्यागेन दुर्जनात् ॥७॥

ગાડાથી પાંચ હાથ, ઘોડાથી દશ હાથ, હાથીથી હજાર હાથ અને દુર્જનથી તો બહુજ દૂર રહેવું. અર્થાત્ દુર્જનથી દૂર રહેવાને દેશ ત્યાગ કરવો પડે તો તે પણ કરવો. ૭

गजोऽप्यंकुशमात्रेण वाजी हस्तेन ताड्यते ।
शृंगी लकुटहस्तेन खड्गहस्तेन दुर्जनः ॥८॥

હાથીને અંકુશથી, ઘોડાને હાથથી, શીંગડાવાળાં પ્રાણીને (બળદ) ને લાકડીથી–પરોણાથી અને દુર્જનને ખડગથી મારવો.

तुष्यंति भोजने विप्रा मयूरा घनगर्जने ।
साधवः परसंपत्तौ खलाः परविपत्तिषु ॥९॥

બ્રાહ્મણો ભોજનથી, મયૂરો વરસાદની ગર્જનાથી અને સાધુ પુરૂષો જ્યારે પરની સંપતિ જોઈને પ્રસન્ન થાય છે,

ત્યારે ખળ માણસો પરની આપત્તિ જોઇને ખુશી થાય છે. ૯

अनुलोमेन बलिनं प्रतिलोमेन दुर्जनम् ।
आत्मतुल्यबलं शत्रुं विनयेन बलेन वा ॥१०॥

બળવાનને અનુનયથી, દુર્જનને સામા થઈને અને જે પોતાના જેવોજ બળવાન હોય તેને વિનય અથવા બળથી વશ કરવો. ૧૦

बाह्वोवीर्यं बलं राज्ञो ब्राह्मणोब्रह्मविद्बली ।
रूपयौवनमाधुर्यं स्त्रीणां बलमनुत्तमम् ॥११॥

સૈન્ય અને પોતાના હાથ એ રાજાનું, બ્રહ્મને જાણવું એ બ્રાહ્મણનું અને રૂપ, યૌવન તથા માધુર્ય એ સ્ત્રીનું સર્વોત્તમ બળ છે. ૧૧

नात्यंतसरलैर्भाव्यं गत्वा पश्य वनस्थलीम् ।
छिद्यंते सरलास्तत्र कुब्जास्तिष्ठंति पादपाः ॥१२॥

અત્યંત સરલ ભાવથી વર્તવું નહિ, કારણ કે અત્યંત સરળતાથી વર્તનારાં ઝાડને વનમાં જઈને જોશો તો તે બીચારાના હાથ–ડાળાં લોકોએ કાપી નાંખેલાં હોવાથી બોડાં રોડાં થઈ ઉભેલાં જોશો, અર્થાત્ કંઇ નહિ તો કુંફવાડો તો રાખવોજ. ૧૨

यत्रोदकं तत्र वसंति हंसा स्तथैव शुष्कं परिवर्जयंति ।
न हंसतुल्येन नरेण भाव्यं पुनस्त्यजंते पुनराश्रयंते ॥१३॥

જે તળાવમાં પાણી હોય છે ત્યાં હંસો વસે છે અને પાણી સુકાઈ જતાં તેને તજી દે છે, પરંતુ સારા માણસોએ તેમ કરવું નહિ; વારંવાર છોડી જવું અને ફરી ફરીને પાછું તેને આશ્રયે જવું, એ સુજ્ઞ માણસનું કામ નથી. ૧૩

उपार्जितानां वित्तानां त्याग एव हि रक्षणम् ।
तडागोदरस्थंस्थानां परिस्रव इवांभसाम् ॥१४॥

જેમ તળાવની અંદરના પાણીનો પરિસ્રવ પાણીના વધારા રૂપ નિવરે છે, તેમ પેદા કરેલું ધન દાનમાં વાવરવાથી ઘટતું નથી, પરંતુ વૃદ્ધિ પામે છે. ૧૪

स्वर्गस्थितानामिह जीवलोके चत्वारि चिन्हानि वसंति देहे ।
दानप्रसंगो मधुरा च वाणी देवार्चनं ब्राह्मणतर्पणं च ॥१५॥

આ જીવ લોકમાં રહેવા છતાં સ્વર્ગ લોકના વાસી હોય એવા માણસોનાં–દાન આપવું, મીઠું બોલવું, દેવાર્ચન કરવું અને બ્રાહ્મણોને તૃપ્ત રાખવા એ ચાર ચિહ્ન છે. ૧૫

अत्यंतकोपः कटुका च वाणि दरिद्रता बंधुजने च वैरम् ।
नीचप्रसंगः कुलहीनसेवा चिन्हानि देहे नरक स्थितानाम् ॥

અત્યંત કોપ, કડવી વાણી, દરિદ્રતા, પોતાના બંધુજન ઉપર વેર, હલકા માણસોની સોબત અને કુલહીન માણસની સેવા એટલાં વાનાં આ લોકમા રહેલા હોવા છતાં નરકવાસીઓનાં ચિહ્ન છે, એમ જાણવું. ૧૬

गम्यते यदि मृगेंद्रमंदिरं लभ्यते करिकपोलमौक्तिकम् ।
जंबुकालयगते च लभ्यते वत्सपुच्छखरचर्मखंडनम् ॥१७॥

સિંહની બોડ આગળ જઈએ તો ત્યાંથી હાથીના કુંભસ્થળોનાં મોતી પ્રાપ્ત થાય છે, અને શિઆળની બોડ આગળ જઈએ તો ત્યાંથી ગધેડાના પુંછડાના કકડા, ચામડાના કકડા વગેરે ખરાબ વસ્તુ પ્રાપ્ત થાય છે. ૧૭

शूनः पुच्छमिव व्यर्थं जीवितं विद्यया विना ।

न गुह्यगोपने शक्तं न च दंशनिवारणे ॥१८॥

વિદ્યા વગરનું જીવન તે કુતરાની પુંછડીની માફક વ્યર્થ છે, કારણ કે કુતરાની પુંછડી છે તે નથી તેની પુંઠ ઢાંકવાના કામમાં આવતી, કે નથી માખો ઉરાડવાના કામમાં આવતી. ૧૮

वाचां शौचं च मनसः शौचमिंद्रियनिग्रहः ।
सर्वभूतदयाशौचमेतच्छौचं परार्थिनाम् ॥१९॥

વાણીની અને મનની શુદ્ધતા, ઇંદ્રિય નિગ્રહ અને સર્વ પ્રાણી માત્ર ઉપર દયા એટલાં જે પવિત્રતાઓ છે તે પોતાનું તેમજ પરનું કલ્યાણ કરનારી છે. ૧૯

पुष्पे गंधं तिले तैलं काष्ठे वन्हिः पयो घृतम् ।
इक्षौ गुडं तथा देहे पश्यात्मानं विवेकतः ॥२०

પુષ્પમાં સુગંધી, તલમાં તેલ, લાકડામાં દેવતા, દૂધમાં ઘી, ને જેમ શેલડીમાં ગોળ રહેલો છે તેમ આ દેહમાંજ આત્મા રહેલો છે, તે ડાહ્યા માણસે વિવેકથી જાણી લેવું. ૨૦

इतिश्री वृद्धचाणक्यनीतिसमुच्चये सप्तमोऽध्यायः ॥

## अध्याय ८ मो.

अधमा धनमिच्छंति धनं मानं च मध्यमाः ।
उत्तमा मोक्षमिच्छंति मोक्षोहि महतां धनम् ॥१॥

અધમ માણસો ધન ઇચ્છે છે, મધ્યમ માણસો ધન અને માનની ઇચ્છા રાખે છે અને જેઓ ઉત્તમ છે, તેઓ તો મોક્ષની ઇચ્છાજ રાખે છે કારણ કે મોક્ષ એજ મોટા માણસોનું ધન છે.

दीपो भक्षयते ध्वांतं कज्जलं च प्रसूयते ।
यदन्नं भक्षयेन्नित्यं जायते तादृशी प्रजा ॥२॥

દીવો જેમ અંધારાનું ભક્ષણ કરીને કાજળને ઉત્પન્ન કરે છે, તેમ જેવું અન્ન ખાવામાં આવતું હોય તેવીજ માણસને પ્રજા થાય છે. ૨

तैलाभ्यंगे चिता धूम्रे मैथुने क्षौरकर्मणि ।
तावद्भवति चांडालो यावत्स्नानं समाचरेत् ॥३॥

મર્દન કરેલું હોય, ચિતાની ધુમાડી લીધી હોય, રતિસંગ કરેલો હોય ને હજામત કરાવેલી હોય ત્યાં સુધી માણસ ચાંડાળ ગણાય છે. તે જ્યારે નહાય છે ત્યારે શુદ્ધ થાય છે. ૩

अजीर्णे भेषजं वारि जीर्णे वारि बलप्रदम् ।
भोजने चामृतं वारि भोजनांते विषप्रदम् ॥४॥

અજીર્ણ ઉપર પાણી ઔષધ જેવું, પચી ગયેલા ઉપર પાણી બળ આપનારૂં, ભોજનની ઉપર પાણી અમૃત જેવું અને ભોજનની પછી પાણી પીવું એ ઝેર જેવું જાણવું. ૪

हतं ज्ञानं क्रियाहीनं हतश्चाज्ञानतो नरः ।
हतं निर्णायकं सैन्यं स्त्रियो नष्टा ह्यभर्तृकाः ॥५॥

ક્રિયા વગરનું જ્ઞાન, અજ્ઞાન માણસ, નાયક વગરનું સૈન્ય અને જેને માથે ધણી ન હોય તે સ્ત્રી નાશ પામ્યા સમાન છે.

वृद्धकाले मृता भार्या बंधुहस्तगतं धनम् ।
भोजनं च पराधीनं तिस्रः पुंसां विडंबना ॥६॥

વૃદ્ધાવસ્થામાં સ્ત્રીનું મરણ, ભાઈને હાથ ગયેલું ધન અને પારકું ભોજન, એ ત્રણના જેવું પુરૂષને માટે કોઈ દુઃખજ નથી.

अग्निहोत्रं विना वेदा न च दानं विना क्रिया ।
न भावेन विना सिद्धिस्तस्माद्भावो हि कारणम् ॥७॥

વેદજ્ઞાન વગરનો અગ્નિહોત્ર, ક્રિયા વગરનું દાન, અને ભાવ વગરની સિદ્ધિ કંઇજ કામનાં નથી, માટે ભાવની આવશ્યકતા છે.

काष्ठपाषाणधातूनां कृत्वा भावेन सेवनम् ।
श्रद्धया च तथा सिद्धिस्तस्य विष्णुप्रसादतः ॥८

લાકડાની, પાષણની કે ધાતુની મૂર્તિને પણ જો ભાવથી પૂજી હોય તો ભગવાનની કૃપાથી તે શ્રદ્ધા ફળ્યા વગર રહેતી નથી.

न देवो विद्यते काष्ठे न पाषाणे न मृण्मये ।
भावे हि विद्यते देवस्तस्माद्भावो हि कारणम् ॥९

લાકડામાં, પત્થરમાં કે માટીની મૂર્તિમાં દેવ રહેલો નથી, પરંતુ ભાવ છે તે જ દેવ છે, માટે ભાવનીજ આવશ્યકતા છે.

शांतितुल्यं तपो नास्ति न संतोषात् परं सुखम् ।
न तृष्णायाः परो व्याधि र्न च धर्मो दया परः ॥१०

શાંતિના જેવું તપ, સંતોષના જેવું સુખ, તૃષ્ણાના જેવો વ્યાધિ અને દયાના જેવો બીજો કોઇ ધર્મ નથી. ૧૦

क्रोधो वैवस्वतो राजा तृष्णा वैतरणी नदी ।
विद्या कामदुघा धेनुः संतोषो नंदनं वनम् ॥११

ક્રોધ યમરાજા જેવો છે, તૃષ્ણા વૈતરણી નદી જેવી છે, વિદ્યા કામદુધા ગાયના જેવી છે અને સંતોષ છે તે નંદનવન જેવો આનંદદાયક છે. ૧૧

गुणो भूषयते रूपं शीलं भूषयते कुलम् ।
सिद्धिर्भूषयते विद्यां भोगो भूषयते धनम् ॥१२॥

ગુણ રૂપને શોભાવે છે, શીલ કુળને શોભાવે છે, સિદ્ધિ વિદ્યાને શોભાવે છે અને ભોગ ધનને શોભાવે છે. ૧૨

निर्गुणस्य हतं रूपं कुशीलस्य हतं कुलम् ।
असिद्धस्य हता विद्या ह्यभोगेन हतं धनम् ॥१३

નિર્ગુણનું રૂપ, નઠારી વર્તણુંકવાળાનું કુળ, જેનું કંઈ ફળ ન હોય એવી વિદ્યા અને જેનો ઉપભોગ થતો ન હોય તે ધન નકામું છે, એમ જાણવું. ૧૩

शुद्धं भूमिगतं तोयं शुद्धा नारी पतिव्रता ।
शुचिः क्षेमकरो राजा संतोषी ब्राह्मणः शुचिः ॥१४

જમીન ઉપર પડેલું પાણી, પતિવ્રતા સ્ત્રી, પ્રજાનું હિત કરનાર રાજા અને સંતોષી બ્રાહ્મણને શુદ્ધ જાણવાં. ૧૪

असंतुष्टा द्विजा नष्टाः संतुष्टाश्च महीभृतः ।
सलज्जा गणिका नष्टा निर्लज्जा च कुलांगना ॥१५

અસંતોષી બ્રાહ્મણ અને સંતોષી રાજા નાશ પામે છે, તેમજ લજ્જાળુ ગણિકા અને નિર્લજ સ્ત્રી પણ નાશ પામે છે.

किं कुलेन विशालेन विद्याहीनेन देहिनाम् ।
दुष्कुलीनोपि विद्यावान् स देवैरपि पूज्यते ॥१६

મોટા કુળનો માણસ હોય પરંતુ વિદ્યાહીન હોય તો તે શા કામનો ? સારા કુળનો ન હોય પરંતુ વિદ્વાન હોય તો તે દેવથી પણ પૂજાય છે. ૧૬

विद्वान्प्रशस्यते लोके विद्वान् सर्वत्र गौरवम् ।
विद्यया लभते सर्वं विद्या सर्वत्र पूज्यते ॥१७

વિદ્વાનનાં લોકોમાં વખાણ થાય છે, વિદ્વાનનું સર્વત્ર ગૌરવ મનાય છે, વિદ્યાથી સર્વ વસ્તુ પ્રાપ્ત થાય છે અને વિદ્યા સર્વ ઠેકાણે પૂજાય છે. ૧૭

रूपयौवनसंपन्ना विशालकुलसंभवाः ।
विद्याहीना न शोभंते निर्गंधा इव किंशुकाः ॥१८

રૂપ યૌવન સંપન્ન હોય, વિશાળ કુળમાં ઉત્પન્ન થયેલો હોય પરંતુ વિદ્યા વગરનો હોય તે નિર્ગંધ ખાખરાના ફૂલની માફક ક્યાંય પણ શોભતો નથી. ૧૮

मांसभक्षैः सुरापानैर्मूर्खैश्चाक्षरवर्जितैः ।
पशुभिस्तै नराकारै र्भाराक्रांता च मेदिनि ॥१९

માંસભક્ષી, દારૂડીઆ અને નિરક્ષર મૂર્ખ માણસો છે તે નરાકારે ( માણસના આકારે ) ઢોર જેવા હોઈ ખાલીજ આ પૃથ્વી ઉપર ભાર કરનારા છે. ૧૯

इतिश्री वृद्धचाणक्यनीतिसमुच्चये अष्टमोऽध्यायः ॥

## अध्याय ९ मो.

मुक्तिमिच्छसि चेत्तात विषयान् विषवत्त्यज ।
क्षमार्जवदयातोषसत्यं पीयूषवद् भज ॥१॥

જો મુક્તિની ઇચ્છા હોય તો હે ભાઈ! વિષયોને વિષ જેવા ગણી તેમનો ત્યાગ કર અને ક્ષમા, આર્જવ, દયા, સંતોષ અને સત્યને અમૃત જેવાં ગણીને ભજ. ૧

परस्परस्य मर्माणि ये भाषंते नराधमाः ।
त एव विलयं यांति वल्मिकोदरसर्पवत् ॥२

જે અધમ માણસો એક બીજાનાં છિદ્ર ઉઘાડે છે તે રાફડાની અંદર જેમ સાપ મરણ પામે તેમ માંહોમાંહે કપાઈ મરે છે.

गंधः सुवर्णे फलमिक्षुदंडे नाकारि पुष्पं खलु चंदनस्य ।
विद्वान् धनाढ्यो नृपदीर्घजीवी धातुः पुरा कोपि न बुद्धिदोऽभूत्

સુવર્ણમાં સુગંધી, શેલડીને ફળ, ચંદનને ફૂલ, વિદ્વાન ધનિક અને રાજા ચિરંજીવી હોતો નથી, કારણ કે જ્યારે તેમને ઉત્પન્ન કર્યા ત્યારે બ્રહ્માને એવી બુદ્ધિ આપનાર કોઈ ન હતું.

सर्वौषधीनाममृता प्रधाना सर्वेषु सौख्येष्वशनं प्रधानम् ।
सर्वेंद्रियाणां नयनं प्रधानं सर्वेषु गात्रेषु शिरः प्रधानम् ॥४

સર્વ ઓષધિઓમાં અમૃત, સર્વ સુખમાં ખાવું, સર્વ ઇંદ્રિયોમાં આંખો મુખ્ય છે અને સર્વ અંગોમાં માથું મુખ્ય છે.

दूतो न संचरति खे न चलेच्च वार्ता पूर्वं न जल्पितमिदं न च संगमोस्ति । व्योम्नि स्थितं रविशशिग्रहणं प्रशस्तं जानाति यो द्विजवरः स कथं न विद्वान् ॥५॥

આકાશમાં દૂત જઈ શકતો નથી, કોઈ સંદેશો ચલાવી શકતો નથી, કોઈ ત્યાંનું ભવિષ્ય ભાખતું નથી, તેમ ત્યાંના કોઈની કોઈને મુલાકાત પણ થઇ શકતી નથી, તેમ છતાં ત્યાં રહેલા રવિ શશિનાં ગ્રહણો જેઓ જાણે છે, તે બ્રાહ્મણો કેમ વિદ્વાન ન કહેવાય ? ૫

विद्यार्थी सेवकः पान्थः क्षुधार्तो भयकातरः ।
भांडारी प्रतिहारी च सप्तसुप्तान् प्रबोधयेत् ॥६॥

વિદ્યાર્થી, સેવક, મુસાફર, ભૂખ્યો, બીનેલો, ભંડારી અને પ્રતિહારી, એ સાત જણને સુતેલા હોય તો પણ જગાડવા. ૬

अहिं नृपं च शार्दूलं बूटिं च बालकं तथा ।
परश्वानं च मूर्खं च सप्तसुप्तान्न बोधयेत् ॥७॥

સાપ, રાજા, વાઘ, બુટિ (એક જાતનો જીવ) બાળક અને પારકો કુતરો એ સાત જણને સુતેલા હોય તો જગાડવા નહિ.

अर्थाधीताश्च यैर्वेदा स्तथा शूद्रान्नभोजिनः ।
ते द्विजा किं करिष्यंति निर्विषा इव पन्नगाः ॥८॥

અર્થને માટે જે વેદ ભણેલા છે તથા જે શૂદ્રનું અન્ન ખાઈને જીવે છે તે બ્રાહ્મણો ઝેર વગરના સાપની માફક શું કરી શકે છે ?

यस्मिन् रुष्टे भयं नास्ति तुष्टे नैव धनागमः ।
निग्रहोनुग्रहो नास्ति सरुष्टः किं करिष्यति ॥९॥

જેના રૂઠયાનો ભય ન હોય તેમ જેના ત્રુઠયાથી કંઈ લાભ ન હોય તેમ જેનાથી નિગ્રહ (બંધન) કે અનુગ્રહ થઈ શકે તેમ હોય નહિ, એવો માણસ રૂઠયો હોય તોયે શું ને રીઝયો હોય તોય શું ? અર્થાત્ તે કંઈ કરી શકતો નથી. ૯

निर्विषेणापि सर्पेण कर्त्तव्या महती फणा ।
विषमस्तु न चाप्यस्तु घटाटोपो भयंकरः ॥१०

નિર્વિષ સાપે પણ મોટી ફુંડ માંડીને ફુંફવાડા તો મારવો, કારણ કે વિષ હોય કે ન હોય તો પણ ઘટાટોપ–આડંબરથી સામાને ભય ઉત્પન્ન કરાય છે. ૧૦

प्रातर्द्यूतप्रसंगेन मध्यान्हे स्त्री प्रसंगतः ।
रात्रौ चोरप्रसंगेन कालो गच्छति धीमताम् ॥११॥

સવારનો કાળ દ્યુત પ્રસંગથી ( ભારતના શ્રવણ મનનમાં ) મધ્યાહ્ન સ્ત્રી પ્રસંગથી (સંસાર ચિત્રવાળા રામાયણના શ્રવણ મનનમાં) અને રાત્રિ ચોર પ્રસંગથી ( માખણ ચોર એવા શ્રી કૃષ્ણના ચરિત્રના શ્રવણ મનનમાં) બુદ્ધિમાન માણસ ગાળે છે.

इक्षुदंडास्तिलाः शूद्राः कान्ता कांचनमेदिनी ।

चंदनं दधि ताम्बूलं मर्दनं गुणवर्द्धनम् ॥१२

શેલડી, તલ, શૂદ્ર, સ્ત્રી, સોનું, જમીન, ચંદન, દહીં અને તાંબુલ એટલાં વાનાં જેમ વધારે કચરાય તેમ વધારે ગુણ કરે.

दरिद्रता धीरतया विराजते कुवस्त्रता शुभ्रतया विराजते ।
कदन्नता चोष्णतया विराजते कुरूपता शीलतया विराजते ॥

દરિદ્રતામાં ધીરજ રાખવી, ફાટેલાં કપડાં પણ સ્વચ્છ રાખવાં, ખડ ધાન ઉનું ઉનું ખાવું અને રૂપ હોય નહિ તો પણ શીલ રાખવું, તો તે શોભે છે. ૧૩

इतिश्री वृद्धचाणक्यनीतिसमुच्चये नवमोऽध्यायः ॥

## अध्याय १० मो.

धनहीनो न हीनश्च धनिकः स सुनिश्चयः ।
विद्यारत्नेन यो हीनः स हीनः सर्ववस्तुषु ॥१॥

ધનહીન હોય પણ વિદ્વાન હોય તો તે હીન ગરીબ નહિ, પરંતુ ધનવાળો છે એમ જાણવું, કારણ કે વિદ્યા રૂપી રત્નથી હીન હોય તે જ સર્વ વસ્તુથી હીન ગણાય છે. ૧

दृष्टिपूतं न्यसेत् पादं वस्त्रपूतं पिबेज्जलम् ।
शास्त्रपूतं वदेद्वाक्यं मनः पूतं समाचरेत् ॥२॥

જોઈને પછી પગલું ભરવું, વસ્ત્રથી ગાળીને પછી પાણી પીવું, શાસ્ત્રનો વિચાર કરીને પછી વાક્ય બોલવું અને મનથી કર્ત્તવ્યાકર્ત્તવ્યનો વિચાર કરીને પછી જે કંઈ કરવું તે કરવું.

सुखार्थी चेत्त्यजेद्विद्यां विद्यार्थी चेत्त्यजेत् सुखम् ।
सुखार्थीनः कुतो विद्या कुतो विद्यार्थीनः सुखम् ॥३

સુખાર્થી હોઈએ તો વિદ્યાનો ત્યાગ કરવો, કારણ કે સુખા-

થીને વિદ્યાનો લાભ થતો નથી, અને જો વિદ્યાર્થી હોઇએ તો સુખનો ત્યાગ કરવો, કારણકે વિદ્યાર્થીને સુખ મળતું નથી.

कवयः किन्न पश्यंति किन्न कुर्वंति योषितः ।
मद्यपाः किन्न जल्पंति किन्न भक्षंति वायसाः ॥४॥

કવિઓ શું નથી દેખતા, સ્ત્રીઓ શું નથી કરતી, છાકટા શું નથી બડબડતા, અને કાગડા શું નથી ખાતા ? અર્થાત્ તેઓ બધુંએ જુએ છે, સૌ કરે છે, ગમે તેમ બોલે છે અને હરેક વસ્તુ ખાય છે.

रंकं करोति राजानं राजानं रंकमेव च ।
धनिनं निर्धनं चैव निर्धनं धनिनं विधिः ॥५॥

ઈશ્વર રંકને રાજા અને રાજાને રંક તેમજ ધનિકને ગરીબ અને ગરીબને સહેજમાં ધનિક–પૈસાદાર બનાવી દે છે.

लुब्धानां याचकः शत्रुर्मूर्खाणां बोधको रिपुः ।
जारस्त्रीणां पतिः शत्रुश्चोराणां चंद्रमारिपुः ॥६

લોભીને માગનારો, મૂર્ખને ઉપદેશ આપનારો, જારસ્રીને પતિ અને ચોરોને ચંદ્રમા દુશ્મન જેવો લાગે છે. ૬

येषां न विद्या न तपो न दानं ज्ञानं न शीलं न गुणो न धर्मः ।
ते मृत्युलोके भुवि भारभूता मनुष्यरूपेण मृगाश्चरंतिः ॥७

જેમનામાં વિદ્યા, તપ, દાન, જ્ઞાન, શીલ, ગુણ કે ધર્મ કંઈ પણ નથી, તેઓ આ મૃત્યુલોકમાં પૃથ્વીને માત્ર ભાર કરનારા જ નહિ, પરંતુ મનુષ્ય રૂપે પશુ જેવા છે, એમ જાણવું.

अंतःसारविहीनानामुपदेशो न जायते ।
मलयाचलसंसर्गात् न वेणुश्चंदनायते ॥८॥

મલયાચળના સંસર્ગથી જેમ વાંસ ચંદન થઈ શકતો નથી, તેમ જેના અંતઃકરણમાં કંઈ સત્વ નથી તેને ઉપદેશ પણ લાગતો નથી. ૮

यस्य नास्ति स्वयं प्रज्ञा शास्त्रं तस्य करोति किम् ।
लोचनाभ्यां विहीनस्य दर्पणः किं करिष्यति ॥९॥

જેને આંખો નથી તેને દર્પણ જેમ કંઈ કામ આવતું નથી, તેમ જેનામાં બુદ્ધિ જ નથી, તેને શાસ્ત્રો પણ ઉપદેશ કરી શકતાં નથી. ૯

दुर्जनं सज्जनं कर्तुमुपायो न हि भूतले ।
अपानं शतधा धौतं न श्रेष्ठमिन्द्रियं भवेत् ॥१०॥

દુર્જનને સજ્જન કરવાનો પૃથ્વી ઉપર કંઈ ઉપાય જ નથી. કારણકે અપદ્વારને સો વાર ધોઇએ તો પણ તે ઉત્તમ ઇંદ્રિય બનતું નથી, તેમ દુર્જન પણ કદી સજ્જન બનતો નથી. ૧૦

आप्तद्वेषाद्भवेन् मृत्युः परद्वेषाद्धनक्षयः ।
राजद्वेषाद्भवेन्नाशो ब्रह्मद्वेषात् कुलक्षयः ॥११॥

સ્વજનનો દ્વેષ કરવાથી મૃત્યુ થાય છે, પારકાનો દ્વેષ કરવાથી પૈસો નાશ પામે છે, રાજદ્વેષ કરવાથી જાતનો નાશ થાય છે અને બ્રાહ્મણનો દ્વેષ કરવાથી આખા કુળનો ક્ષય થાય છે. ૧૧

वरं वने व्याघ्रगजेंद्रसेविते द्रुमालये पत्रफलांबुभोजनम् ।
तृणेषु शय्या शतजीर्णवल्कलं न बंधुमध्ये धनहीनजीवितं ॥

વાઘ અને હાથીથી ભરેલું વન સારૂં, ઝાડ તળે રહેવું, ફળ મૂળ ખાઇને જીવવું, ઘાસને સાથરે સુવું અને ફાટયાં તુટયાં લુગડાં પહેરીને રહેવું, એ બધું સારૂં પરંતુ બંધુજન વચ્ચે ધનહીન જીવિત સારૂં નહિ. ૧૨

विप्रो वृक्षस्तस्य मूलं च सन्ध्या वेदःशाखा धर्मकर्माणि पत्रं ।
तस्मान्मूलं यत्नतो रक्षणीयं छिन्ने मूले नैव शाखा न पत्रम् ॥

સંધ્યા જેનું મૂળ છે, વેદ જેનાં ડાળાં છે, ધર્મ અને કર્મ જેનાં પાંદડાં છે, એવું બ્રાહ્મણ રૂપી એક વૃક્ષ છે, માટે સંધ્યા જે તેનું મૂળ છે તેનો નાશ ન કરવો, કારણ કે મૂળ નાશ પામે તો પછી ડાળાં ને પાંદડાં વધતાં નથી. ૧૩

माता च कमला देवी पिता देवो जनार्दनः ।
बान्धवा विष्णुभक्ताश्च स्वदेशे भुवनत्रयम् ॥१४॥

જેની માતા લક્ષ્મી છે, જેના પિતા જનાર્દન ભગવાન છે અને વિષ્ણુ ભક્ત જેના ભાઈઓ જેવા છે તેને સ્વદેશ, એજ ત્રણે લોક જેવો છે.

एकवृक्षसमारूढा रात्रौ नानाविहंगमाः ।
प्रभाते दिक्षु गच्छन्ति का तत्र परिदेवना ॥१५

જેમ જુદી જુદી જાતનાં પંખીઓ રાત્રે એકાદ વૃક્ષ ઉપર એકઠાં થાય છે અને સવારે પાછાં પોતપોતાને માર્ગે પડે છે, તેમ આ સંસાર રૂપી વૃક્ષ ઉપર પણ નાના પ્રકારના જીવો એક બીજાના સંબંધી થઈ એકઠા થાય છે અને જ્યારે કર્મ પુરાં થઈ રહે છે, ત્યારે પોતપોતાને રસ્તે પડી જાય છે, માટે તેમનો કશો શોક કરવો નહિ. ૧૫

बुद्धिर्यस्य बलं तस्य निर्बुद्धेश्च कुतो बलम् ।
वने सिंहो मदोन्मत्तो जंबुकेन निपातितः ॥१६॥

જેનામાં બુદ્ધિ છે તે જ બળવાન છે, અને જેનામાં બુદ્ધિ નથી, તેનામાં બળ છે જ નહિ; કારણ કે બુદ્ધિ રહિત એક મદોન્મત્ત સિંહને બુદ્ધિશાળી શિયાળે મારી નાંખ્યો હતો.

का चिंता मम जीवने यदि हरिर्विश्वंभरो गीयते ।
नोचेदर्भकजीवनाय जननी स्तन्यं कथं निर्ममे ॥
इत्यालोच्य मुहुर्मुहु र्यदुयते लक्ष्मीपते केवलं ।
त्वत्पादांबुजसेवनेन सततं कालो मया नीयते ॥१७

શ્રીહરિ છે તે વિશ્વંભર છે અને જો તે વિશ્વંભર ન હોય તો બાળકની આજીવિકા માટે માતાના સ્તનમાં દૂધ કેમ મૂકે? અર્થાત્ શ્રીહરિ છે તે સર્વને નિભાવે છે, એમ જાણીને, હે યદુપતિ! હે લક્ષ્મીપતિ! હું તો મારો કાળ સદા સર્વદા આપના ચરણારવિંદની સેવામાં જ ગાળું છું. ૧૭

अन्नाद्दशगुणं पिष्टं पिष्टाद्दशगुणं पयः ।
पयसोऽष्टगुणं मांसं मांसाद्दशगुणं घृतम् ॥१८

અન્નથી લોટમાં દસગણું, લોટથી દૂધમાં દસગણું, દૂધથી માંસમાં દસગણું અને માંસથી ઘીમાં દસગણું સત્વ રહેલું છે.

शाकेन वर्द्धते रोगो वर्द्धते पयसा तनुः ।
घृतेन वर्द्धते वीर्यं मांसान्मांसं प्रवर्द्धते ॥१९

શાકથી રોગ વધે છે, દૂધથી શરીર વધે છે, ઘીથી વીર્ય વધે છે અને માંસથી માંસ વધે છે. ૧૯

न यत्रास्ति गतिर्वायो रश्मीनां च विवस्वतः ।
तत्रापि प्रविशत्याशु बुद्धिर्बुद्धिमतां सदा ॥२०

જ્યાં વાયુની ગતિ નથી અને જ્યાં સૂર્યનાં કિરણો પડતાં નથી, ત્યાં પણ બુદ્ધિમાનની બુદ્ધિ ઝપાટાબંધ પ્રવેશ કરે છે.

छिन्नोपि रोहति तरुः क्षीणोप्युपचीयते पुनश्चंद्रः ।
इति विमृशन्तः संतः संतप्यंते न विप्लुता लोके ॥२१

કાપેલું ઝાડ ફરીને પલ્લવિત થાય છે અને ક્ષીણ થયેલો ચંદ્રમા પણ ફરીને પાછો પૂર્ણ થાય છે, એમ વિચારીને જ સંત લોકો આપત્તિ આવતાં પણ સંતપ્ત થતા નથી. ૨૧

उपकारिषु यः साधुः साधुत्वे तस्य को गुणः ।
अपकारिषु यः साधुः ससाधुः सद्भिरुच्यते ॥२२

ઉપકાર કરનાર ઉપર સાધુપણું બતાવનારના સાધુપણામાં નવાઈ જેવું કંઇ નથી. નવાઈ તેનાજ સાધુપણામાં છે કે જે અપકાર કરનાર ઉપર પણ સાધુપણું બતાવે છે. ૨૨

बालस्यापि रवेः पादा पतंत्युपरि भूभृताम् ।
तेजसा सहजातानां वयः कुत्रोपयुज्यते ॥२३॥

તેજ સાથે જન્મેલાને માટે નાની મોટી વયનો કંઈ આધાર રહેતો નથી, કારણ કે તરતનાં ફુટેલાં એવાં પણ સૂર્ય-નારાયણનાં કિરણો મોટા રાજાની ઉપર પડે છે. ૨૩

इतिश्री वृद्धचाणक्यनीतिसमुच्चये दशमोऽध्यायः ॥

## अध्याय ११ मो.

दातृत्वं प्रियवक्तृत्वं धीरत्वमुचितज्ञता ।
अभ्यासेन न लभ्यंते चत्वारः सहजा गुणाः ॥१

દાતાપણું, પ્રિય બોલવાપણું, ધીરત્વ અને ઉચિતજ્ઞતા, એ ચાર ગુણો સ્વાભાવિક છે. અભ્યાસથી તે કદી પણ પ્રાપ્ત થતા નથી. ૧

आत्मवर्गं परित्यज्य परवर्गं समाश्रयेत् ।
स्वयमेव लयं याति यथा राजान्यधर्मतः ॥२

આત્મ વર્ગને તજી જે આશ્રય પર વર્ગ—પારકા જનોનો

આશ્રય લે છે તે જેમ અધર્મથી રાજ્ય નાશ પામે તેમ નાશ પામે છે. ૨

हस्तिस्थूलतनुः स चांकुशवशः किं हस्तिमात्रांकुशो ।
दीपे प्रज्वलिते प्रणश्यति तमः किं दीपमात्रं तमः ॥
वज्रेणापि हता पतंति गिरयः किं वज्रमात्रानगाः ।
तेजो यस्य विराजते स बलवान् स्थूलेषु कः प्रत्ययः ॥

અંકુશ હાથી જેવો સ્થૂલ-મોટો નથી તોપણ હાથી તેને વશ રહે છે, દીવાના જેટલું અંધારૂં નથી તેમ છતાં તે દીવાથી નાશ પામે છે, વજ્ર પર્વતોના જેટલું મોટું નથી તો પણ તેમને ભાગીને ભુકો કરી નાંખે છે, માટે જાણવું કે જાડાપણામાં કે મોટાપણામાં નહિ, પરંતુ જેનામાં તેજ છે તેમાંજ બળ છે.

कलौ दशसहस्राणि हरिस्त्यजति मेदिनीम् ।
तदर्द्धं जाह्नवी तोयं तदर्द्धं ग्रामदेवताः ॥४॥

કલિનાં દસહજાર વર્ષ વીતતાં ભગવાન આ પૃથ્વીને તજી જાય છે, અને પાંચ હજાર વર્ષે ગંગાનું માહાત્મ્ય જાય છે. ૪

गृहासक्तस्य नो विद्या नो दया मांसभोजिनः ।
द्रव्यलुब्धस्य नो सत्यं स्त्रैणस्य न पवित्रता ॥५

ઘર ઉપર પ્રીતિવાળાને વિદ્યા પ્રાપ્ત થતી નથી, જેઓ માંસ ભક્ષણ કરનારા છે તેમને દયા હોતી નથી, ધનના લોભીને સત્ય હોતું નથી અને જે સ્ત્રૈણ હોય તેને પવિત્રતા હોતી નથી.

न दुर्जनः साधुदशामुपैति बहुप्रकारैरपिशिक्ष्यमाणः ।
आमूलसिक्तः पयसा घृतेन न निंबवृक्षो मधुरत्वमेति ॥६

લીમડાના મૂળમાં નિત્ય દૂધ સીંચીએ તોપણ જેમ તેમાં

મધુરતા આવતી નથી, તેમ બહુ પ્રકારે સમજાવ્યા છતાં પણ દુર્જનમાં સાધુતા આવતી નથી. ૬

अंतर्गतमलो दुष्टस्तीर्थस्नानशतैरपि ।
न शुध्यति यथा भांडं सुरायादाहितं च यत् ॥ ७

જેમ દારૂનું વાસણ દેવતામાં નાંખવા છતાં પણ શુદ્ધ થતું નથી, તેમ જેના અંતરમાં દુષ્ટતા રહેલી છે એવો માણસ પણ, હજારો તીર્થોમાં સ્નાન કરવા છતાંએ શુદ્ધ થતો નથી. ૭

न वेत्ति यो यस्य गुणप्रकर्षं सतं सदा निंदति नात्रचित्रम् ।
यथा किराती करिकुंभलब्धं मुक्ताफलं त्यज्य बिभर्ति गुंजाम्

જેમ ભીલડી પાણીદાર મોતીને નાંખી દઈ ચણોઠીની માળા પહેરે છે તેમ જે જેના ગુણ પ્રભાવને જાણતું નથી, તે તેને નિંદે એમાં કંઈ વિસ્મય પામવા જેવું નથી. ૮

यस्तु संवत्सरं पूर्णं नित्यं मौनेन भुंजति ।
युगकोटिसहस्रं तु स्वर्गलोके महीयते ॥९

જે બરોબર એક વર્ષ દહાડા સુધી મૌન વ્રતે રહી ભોજન કરે તે હજારો વર્ષ સુધી સ્વર્ગલોકમાં રહે છે. ૯

कामं क्रोधं तथा लोभं स्वादु शृंगारकौतुके ।
अतिनिद्राऽतिसेवा च विद्यार्थी ह्यष्ट वर्जयेत् ॥१०

જેને વિદ્યા ભણવી હોય તેણે કામ, ક્રોધ, લોભ, સ્વાદિષ્ટ ભોજન, શણગાર, કૌતક, અતિનિદ્રા અને અતિસેવા, એ આઠ વાનાં તજવાં જોઈએ. ૧૦

अकृष्टफलमूलादो वनवासरतिः सदा ।
कुरुतेहरहः श्राद्धं ऋषिर्विप्रः स उच्यते ॥११

અણુખેડ જમીનમાં થતાં ફળ મૂળનું જે નિત્ય ભોજન કરે છે, વનવાસ ઉપર પ્રીતિ રાખે છે અને નિત્ય શ્રાદ્ધ કરે છે, તે બ્રાહ્મણ ઋષિ કહેવાય છે. ૧૧

एकाहारेण संतुष्टः षट्कर्मनिरतः सदा ।
ऋतुकालाभिगामी च स विप्रो द्विज उच्यते ॥१२

એકવારના ભોજનથી જે સંતુષ્ટ રહે છે, છએ કર્મ કરે છે અને ઋતુકાળે સ્વસ્ત્રીમાં ગમન કરે છે, તે બ્રાહ્મણ દ્વિજ કહેવાય છે. ૧૨

लौकिके कर्मणि रतः पशूनां परिपालकः ।
वाणिज्यकृषिकर्मा यः स विप्रो वैश्य उच्यते ॥१३

લૌકિક કર્મ ઉપર પ્રીતિવાળો, પશુઓ પાળનારો, અને વેપાર કે ખેતી કરનારો બ્રાહ્મણ વૈશ્ય કહેવાય છે. ૧૩

लाक्षादितैलनीलीनां कौसुंभमधुसर्पिषाम् ।
विक्रेता मद्यमांसानां स विप्रःशूद्र उच्यते ॥१४

લાખ, તેલ, ગળી, કસુંબી, મધ, ઘી, મદ્ય અને માંસ વેચનાર બ્રાહ્મણ શૂદ્ર કહેવાય છે. ૧૪

परकार्यविहंता च दांभिकः स्वार्थसाधकः ।
छली द्वेषी मृदुः क्रूरो विप्रो मार्जार उच्यते ॥१५

પારકાના કામને તોડી પાડનાર, દાંભિક, સ્વાર્થી, કપટી, તરકટી અને ક્રૂર એવો બ્રાહ્મણ બિલાડા જેવો ગણાય છે. ૧૫

वापिकूपतडागानामारामसुरवेश्मनाम् ।
उच्छेदने निराशंकः स विप्रो म्लेच्छ उच्यते ॥१६

વાવ, કુવા, તળાવ, બાગ, બગીચા ને દેવમંદિર વગેરે

તોડી નાંખતાં જેને કંઈ આશંકા આવતી નથી, તે બ્રાહ્મણ મ્લેચ્છ જાણવો. ૧૬

देवद्रव्यं गुरुद्रव्यं परदाराभिमर्शणम् ।
निर्वाह सर्वभूतेषु विप्रश्चांडाल उच्यते ॥१७

દેવ અને ગુરૂના દ્રવ્યનો હરનાર, પર સ્ત્રીનું મર્દન કરનાર અને જેમ ફાવે તેમ કરીને દેહનો નિર્વાહ કરનાર બ્રાહ્મણ ચાંડાળ કહેવાય છે. ૧૭

देयं भोज धनं धनं सुकृतिभिर्नो संचितव्यं कदा ।
श्रीकर्णस्य बलेश्च विक्रमपते रद्यापि कीर्तिस्थिता ॥
अस्माकं मधुदानभोगरहितं नष्टं चिरात्संचितं ।
निर्वाणादपि पाणिपाद युगलं घर्षंत्यहो मक्षिकाः ॥

હે ભોજ રાજા! ધનને એકઠું કર્યા કરો નહિ, પરંતુ સારા માણસોને દાનમાં આપો, કારણ કે દાનેશ્વરી કર્ણ, બલિરાજા અને વિક્રમની કીર્તિ હજી જેવી ને તેવીજ તાજી રહેલી છે. જેઓ ધનનો દાનમાં કે ભોગમાં ઉપયોગ કરતા નથી તેઓ આ મધમાખો કે જે દાન અને ભોગ કર્યા વગર એકઠું કરેલું મધ ચોરાઇ જવાથી જેમ હાથ ઘસે છે, તેમ પાછળથી પસ્તાય છે, માટે તમે પણ દાન કરો. ૧૮

अकृत्वा परसंतापमगत्वा खलनम्रताम् ।
अनुत्सृज्य सतां वर्त्म यत्स्वल्पमपि तद्बहु ॥१९

બીજાને સંતાપ કર્યા વગર, ખળ માણસ આગળ આજીજી કર્યા વગર અને સજ્જનના માર્ગનું ઉલ્લંઘન કર્યા વગર જે કંઇ થોડું ઘણું મળે તેમાં સંતોષ માનવો. ૧૯

प्रियान्न संभवेद् दुःखमप्रियादधिकं भयम् ।
ताभ्यां हि ये वियुज्यंते नमस्तेषां महात्मनाम् ॥२०

પ્રિય બોલતાં જેટલું દુઃખ નથી પડતું, તેથી ઘણો ભય અપ્રિય બોલવામાં રહે છે, અને જેઓ પ્રિય કે અપ્રિય કંઈજ બોલતાજ નથી, તે મહાત્માઓ તો ખરેખર પૂજ્ય છે. ૨૦

नक्षत्र भूषणश्चंद्रो नारीणां भूषणं पतिः ।
पृथिवीभूषणो राजा विद्या सर्वस्य भूषणम् ॥२१

નક્ષત્રનું ભૂષણ ચંદ્રમા છે, સ્રીનું ભૂષણ તેનો પતિ છે અને પૃથ્વીનું ભૂષણ રાજા છે. પરંતુ વિદ્યા તો સર્વનું ભૂષણ છે.

संयोगा विप्रयोगाश्च जातानां प्राणिनां ध्रुवम् ।
बुद्बुदा इव तोयेषु भवंति न भवंति च ॥२२

પાણીમાં જેમ પરપોટા થઈ થઈને ફૂટી જાય છે તેમ આ સંસારમાં જેઓ જન્મેલા છે તેઓને સંયોગ અને વિયોગ તો હંમેશ થયા જ કરે છે. ૨૨

पंडिते चैव मूर्खे च बलवत्यथ दुर्बले ।
ईश्वरे च दरिद्रे च मृत्योः सर्वत्र तुल्यता ॥२३

પંડિતમાં અને મૂર્ખમાં, બળવાનમાં તેમજ દુર્બળમાં અને ધનવાનમાં તેમજ ગરીબમાં મૃત્યુની તો સમાનતા જ છે.

परोपदेशवेलायां शिष्टाः सर्वे भवंति वै ।
विस्मरंतीह शिष्टत्वं स्वकार्ये समुपस्थिते ॥२४

પરોપદેશ કરતી વેળાએ તો બધાય માણસ ડાહ્યા થાય છે પરંતુ જ્યારે પોતાનું કામ આવે છે ત્યારે તેઓ એ બધું ડહાપણ ભૂલી જાય છે. ૨૪

इतिश्री वृद्धचाणक्यनीतिसमुच्चये एकादशोऽध्यायः ॥

# अध्याय १२ मो.

सानंदं सदनं सुतास्तु सुधियः कांता नदुर्भाषिणी ।
इच्छापूर्णधनं स्वयोषिति रतिः स्वाज्ञापराः सेवकाः ॥
आतिथ्यं शिवपूजनं प्रतिदिनंमिष्टान्नपाने गृहे ।
साधोः संगमुपासने हि सततं धन्यो गृहस्थाश्रमः ॥१

જેના ઘરમાં આનંદ છે, જેને બુદ્ધિશાળી પુત્રો, મીઠાબોલી સ્ત્રી, જોઈતું ધન, સ્વસ્ત્રીમાં પ્રીતિ, આજ્ઞાપાલક સેવકો આતિથ્ય, શિવપૂજન તથા પ્રતિ દિવસ મનગમતું ભોજન તેમજ હંમેશ સારા માણસોનો સંગ થયા કરે છે તેના ગૃહસ્થાશ્રમને ધન્ય છે. ૧

आर्तेषु विप्रेषु दायन्वितश्च यच्छ्रद्धया स्वल्पमुपैति दानम्
अनंतपारं समुपैति राजन यद्दीयते तन्न लभेद्द्विजेभ्यः ॥

હે રાજન્! બ્રાહ્મણને આપેલું ધન તેટલું ને તેટલું જ પાછું મળતું નથી, પરંતુ આર્ત્ત બ્રાહ્મણને દયાને લીધે થોડું આપ્યું હોય તોપણ તે અનંતગણું થઈને પાછું મળે છે. ૨

दाक्षिण्यं स्वजने दया परजने शाठ्यं सदा दुर्जने ।
प्रीतिः साधुजने स्मयः खलजने विद्वज्जने चार्जवम् ॥
शौर्यं शत्रुजने क्षमा गुरुजने नारीजने धूर्तता ।
इत्थं ये पुरुषाः कलासु कुशलास्तेष्वेव लोकस्थितिः ॥३

સ્વજન ઉપર દાક્ષિણ્ય, પરજન ઉપર દયા, દુર્જન પ્રતિ શઠતા, સાધુજન ઉપર પ્રીતિ, ખલ તરફ ઉપેક્ષા, વિદ્વાન પ્રતિ સરલતા, શત્રુ સામે શૌર્ય, ગુરૂજન ઉપર ક્ષમા અને સ્રીજન

સાથે ધુર્તતાની રીતે વર્તનારા પુરૂષો આ સંસારમાં ફાવે છે.

हस्तौ दानविवर्जितौ श्रुतिपुटौ सारस्वतद्रोहिणौ ।
नेत्रे साधुविलोकनेन रहिते पादौ न तीर्थंगतौ ॥
अन्यायार्जितवित्त पूर्णमुदरं गर्वेण तुंगंशिरो ।
रे रे जंबुक मुंच मुंच सहसा नीचस्य निन्द्यं वपुः ॥४

જેને હાથે દાન થયું નથી, જેને કાને કથા વાર્તા સાંભળી નથી, જેનાં નેત્રે સાધુજનોનાં દર્શન કર્યાં નથી, જેના પગ તીર્થમાં ગયા નથી અને જેણે અન્યાયથી રળેલા ધનથી પેટ ભરવા છતાં પણ ગર્વથી મસ્તક ઉંચું ને ઉંચું રાખ્યું છે, એવા નરાધમનું આ શરીર માટે હે શિયાળ ! તારે ખાવાને યોગ્ય નથી, તેને છોડી દે છોડી દે. ૪

येषां श्रीमद्यशोदासुतपदकमले नास्ति भक्तिर्नराणां ।
येषामाहीरकन्या प्रियगुणकथने नानुरक्ता रसज्ञा ॥
येषां श्रीकृष्णलीलाललितरसकथासादरौ नैव कर्णौ ।
धिक् तान धिक् तान् धिगेतान् कथयति सततं कीर्तनस्थोमृदंगः

જેને યશોદાના પુત્રના ચરણકમળમાં ભક્તિ નથી અને ગોપ કન્યકાઓને પ્રિય શ્રીકૃષ્ણચંદ્રની લીલાઓમાં જેને રસ નથી તેમને માટે કીર્ત્તનમાંનું આ મૃદંગ ધિકતાન્ ધિકતાન્ ધિકતાન્ તેમને ધિક્કાર છે ધિક્કાર છે, એમ હંમેશા કહે છે.

पत्रं नैव यदा करीरविटपे दोषो वसंतस्य किं ।
नोलूकोप्यवलोकते यदि दिवा सूर्यस्य किं दूषणं ॥
वर्षा नैव पतंति चातकमुखे मेघस्य किं दूषणं ।
यत्पूर्वं विधिना ललाटलिखितं तन्मार्जितुं कः क्षमः ६

કેરડાને પાંદડાં ન આવે તેમાં વસંતનો શો દોષ? ઘુવડને દિવસે સુઝે નહિ તેમાં સૂર્યનારાયણનો શો દોષ? અર્થાત્ કંઈજ નહિ એ તો વિધાતાએ જે લલાટમાં લખ્યું હોય તે જ થાય છે, અને કોઈ તેને અન્યથા કરી શકતું નથી. ૬

सत्संगाद्भवतिहिसाधुता खलानां साधूनां न हि खलसंगतःखलत्वम्
आमोदं कुसुमभवं मृदेवधत्ते मृद्गंध न हि कुसुमानि धारयंति ॥

જેમ જમીન ઉપર પડેલાં ફૂલની વાસ જમીન ગ્રહણ કરે છે પરંતુ ફૂલ જમીનની વાસ ગ્રહણ કરતાં નથી, તેમ સાધુજનના સંગથી ખળ પુરૂષોમાં સાધુતા આવે છે પરંતુ ખળના સંગથી સાધુઓ ખળ બનતા નથી. ૭

साधूनां दर्शनं पुण्यं तीर्थभूता हि साधवः ।
कालेन फलति तीर्थं सद्यः साधुसमागमः ॥८

સાધુનાં દર્શન પુણ્યરૂપ છે તેમ સાધુઓ તીર્થ સ્વરૂપ પણ છે, કારણ કે તીર્થ તો ઘણે કાળે ફળ આપે છે પરંતુ સાધુ સમાગમ તો તરત ફળ આપે છે. ૮

विप्रास्मिन्नगरे महान् वसति कास्तालद्रुमाणां गणः ।
कोदाता रजको ददाति वसनं प्रातर्गृहीत्वा निशि ॥
को दक्षः परदारवित्तहरणे सर्वेपि दक्षा जनाः ।
कस्माज्जीवसि हे सखे विषक्रमिन्यायेन जीवाम्यहम् ॥ ९

એક પંથીએ કોઈ એક નગરના રહેવાસી બ્રાહ્મણને પૂછ્યું કે-ભાઈ! આ શહેરમાં મોટા કોણ છે? ત્યારે તેણે ઉત્તર આપ્યો કે તાડ. આપે એવા કોણ છે? ત્યારે કહ્યું કે ધોબીઓ કે જેઓ કપડાં લઈને પાછાં આપે છે, અને જ્યારે

એમ પૂછ્યું કે આ શહેરમાં હોશિયાર કોણ છે? ત્યારે પેલાએ ઉત્તર દીધો કે આ શહેરમાં પરસ્ત્રી અને પરધન હરવામાં સર્વે હોશિઆર છે, ત્યારે પેલા પંથીએ પૂછ્યું કે આવા નપાટ નગરમાં તું કેમ કરીને જીવે છે? એટલે તેણે ઉત્તર આપ્યો કે, જેવો ને તેવો થઇનેજ, જેમ વિષનો કીડો વિષમાં જીવે તેમ હું આ નગરમાં આ નગરના લોક જેવો થઇને જીવું છું. ૯

न विप्रवादोदककर्दमानि न वेदशास्त्रध्वनि गर्जितानि ।
स्वाहास्वधाकारविवर्जितानि श्मशानतुल्यानि गृहाणि तानि ॥

જેના આંગણામાં બ્રાહ્મણોના સ્નાનથી કાદવ થયો નથી, જેને ત્યાં વેદશાસ્ત્રના ધ્વનિની ગર્જનાઓ થઇ નથી અને જેના ઘરમાં કદી સ્વાહા ને સ્વધાકારની વાણી ઉચ્ચરાઈ નથી, તેનાં ઘર શ્મશાન જેવાં જાણવાં. ૧૦

अभिवादनशीलस्य नित्यं वृद्धोपसेविनः ।
चत्वारितस्य वर्धंते आयुर्विद्या यशोबलम् ॥११

નિત્ય વૃદ્ધ માણસને વંદન કરનારને આયુષ્ય, વિદ્યા, યશ અને બળ એ ચાર વાનાં પ્રાપ્ત થાય છે. ૧૧

परपत्नी तु या स्त्री स्यादसंबंधा च जातितः ।
तां ब्रूयाद्भवतीत्येवं सुभगे भगिनीति च ॥१२

જેની સાથે જાતિનો કે બીજો સંબંધ ન હોય એવી પર સ્ત્રીને હંમેશાં આપ, સૌભાગ્યવતી કે બેન, એવું સંબોધન કરીને બોલાવવી, અર્થાત્ સ્ત્રીઓની સાથે માનભરી વાણીએ વાતચિત કરવી. ૧૨

न तेन वृद्धो भवति येनास्य पलितं शिरः ।

यो वै युवाप्यधीयानस्तं देवाः स्थविरं विदुः ॥१३॥

જેને માથે પળીઆં આવ્યાં હોય તે વૃદ્ધ કહેવાતો નથી, પરંતુ જે સારી રીતે ભણેલો ગણેલો હોય તેનેજ દેવ લોકો મોટો-વૃદ્ધ કહે છે. ૧૩

यदि स्त्री यद्यवरजः श्रेयः किंचित्समाचरेत् ।
तत्सर्वमाचरेद्युक्तो यत्र वास्य रमेन्मनः ॥१४॥

સ્ત્રી અથવા બીજાં જે કોઇ પારકાં માણસોનું પણ સારૂં હોય તે લેવું-તે પ્રમાણે કરવું અને વળી જે મનને સારૂં લાગે તે પણ કરવું. અર્થાત્ જે કંઇ સારૂં અને આચરણ કરવા યોગ્ય લાગે તે કરવું.

स्त्रियो रत्नान्यथो विद्या धर्मः शौचं सुभाषितम् ।
विविधानि च शिल्पानि समादेयानि सर्वतः ॥१५॥

સ્ત્રીઓ, રત્નો, વિદ્યા, ધર્મ, શૌચ, સારી વાણી અને જુદી જુદી જાતની કળાઓ વગેરે પારકાનાં લેવાં અર્થાત્ શીખવાં.

सत्यं मातापिता ज्ञानं धर्मो भ्राता दया सखी ।
शांतिः पत्नी क्षमा पुत्रो षडेते मम बांधवाः ॥१६॥

જ્ઞાની માણસ હંમેશાં એમજ કહે છે કે સત્ય મારી માતા છે, જ્ઞાન પિતા છે, ધર્મ ભાઇ છે, દયા બેન છે, શાંતિ પત્ની રૂપ છે અને ક્ષમા પુત્રો રૂપ છે. આ પ્રમાણે છ સદ્‌ગુણ છે, તે મારાં સ્વજન જ છે. ૧૬

अनित्यानि शरीराणि विभवो नैव शाश्वतः ।
नित्यं सन्निहितो मृत्युः कर्तव्यो धर्मसंग्रहः ॥१७॥

આ શરીર અનિત્ય છે, વૈભવ પણ કાયમ રહેનાર નથી,

અને મૃત્યુ હંમેશ નજીકનું નજીક આવ્યાં કરે છે, માટે ડાહ્યા માણસે હંમેશ ધર્મનો સંગ્રહ કર્યા કરવો. ૧૭

पापंकुर्वन्पापकीर्तिः पापमेवाश्नुते फलम् ।
पुण्यंकुर्वन्पुण्यकीर्तिरत्यंतंपुण्यमश्नुते ॥१८॥

પાપી માણસ પાપ કરીને પાપ ફળ જ ભોગવે છે અને પુણ્યશાળી પુણ્ય કરીને અત્યંત પુણ્યને જ ભોગવે છે. ૧૮

मातृवत् परदाराश्च परद्रव्याणि लोष्टवत् ।
आत्मवत् सर्वभूतानि यः पश्यति स पश्यति ॥१९॥

પરસ્ત્રીને મા સમાન અને પરદ્રવ્યને લોહ સમાન ગણી જે માણસ સર્વ ભૂતને પોતાના જેવાં માને છે, તે જ ખરેખર જ્ઞાની છે, અર્થાત્ તે જ દેખતામાં દેખતો છે. ૧૯

धर्मे तत्परता मुखे मधुरता दाने समुत्साहता ।
मित्रेऽवंचनता गुरौ विनयिता चित्तेऽतिगंभीरता ॥
आचारे सुचिता गुणे रसिकता शास्त्रेषु विज्ञानता ।
रूपे सुंदरता शिवे भजनता त्वय्यस्ति भो राघव ॥२०

હે રાઘવ ! ધર્મમાં જે તત્પરતા રાખે છે, જેના મુખમાં મધુરતા હોય છે, મિત્ર પ્રતિ જે નિષ્કાલસ હોય છે, ગુરૂજન તરફ વિનયથી વર્તે છે, ચિત્ત ગંભીર રાખે છે જેના આચારમાં પવિત્રતા, ગુણમાં રસિકતા અને શાસ્ત્રમાં સુજ્ઞાનતા, રૂપમાં સુંદરતા અને શંકર ઉપર ભક્તિ હોય છે, તે માણસમાં અને તમારામાં ( પરમેશ્વરમાં ) કંઈ તફાવત જ નથી.

काष्ठं कल्पतरुः सुमेरुरचलश्चिंतामणिः प्रस्तरः ।
सूर्यस्तीव्रकरः शशी क्षयकरः क्षारो हि वारांनिधिः ॥

कामो नष्टतनूर्बलिर्दितिसुतो नन्दीः पशुः कामगौः
नैवैतांस्तुलयामि भो रघुपते कस्योपमाजीयते ॥२१॥

હે રઘુપતિ! તમને કોની ઉપમા આપીએ, કારણ કે કલ્પતરૂ છે તે કાષ્ટરૂપ છે, મેરૂ પર્વત જડ છે, ચિંતામણિ છે તે એક જાતનો પથરો છે, સૂર્ય—ગરમ છે, શશી ક્ષયવાળો છે, દરિયો ખારો છે, કામદેવ અતનુ છે, બલિ જાતનો રાક્ષસ છે, નંદી છે તે જાતનો પશુ છે, માટે તમને કશી ઉપમા અપાય તેમ નથી.

विद्यामित्रं प्रवासे च भार्यामित्रं गृहेषु च ।
व्याधिस्थस्यौषधं मित्रं धर्मोमित्रं मृतस्य च ॥२२॥

પ્રવાસમાં વિદ્યા મિત્ર છે, ઘરમાં સ્ત્રી મિત્ર છે, રોગીને ઔષધ મિત્ર છે અને મુએલાનો મિત્ર ધર્મ છે. ૨૨

विनयं राजपुत्रेभ्यः पंडितेभ्यः सुभाषितम् ।
अनृतं द्यूतकारेभ्यः स्त्रीभ्यः शिक्षेत कैतवम् ॥२३॥

રાજકુમારોમાંથી વિનય, પંડિતોમાંથી સુભાષિત, જુગારીઓ પાસેથી અનૃત અને સ્ત્રીઓ પાસેથી ઠગાઈ શીખવાં. ૨૩

अनालोक्य व्ययं कर्त्ता अनाथः कलहप्रियः ।
आतुरः सर्वक्षेत्रेषु नरः शीघ्रं विनश्यति ॥२४॥

જોયા વિચાર્યા વગર ખરચ કરનાર, અનાથની સાથે કજીઓ કરનાર અને સર્વ ક્ષેત્રને માટે આતુર માણુસ, થોડાજ વખતમાં નાશ પામે છે. ૨૪

नाहारं चिंतयेत् प्राज्ञो धर्ममेकं हि चिंतयेत् ।
आहारो हि मनुष्याणां जन्मना सह जायते ॥२५॥

શું ખાઈશું? એવી ચિંતા કરવી નહિ, પરંતુ હંમેશ

ધર્મની ચિંતા કર્યા કરવી, કારણ કે આહાર છે તે તો પ્રાણી-
ઓના જન્મની સાથે જ નિર્માણ થયેલો છે. ૨૫

जलबिंदुनिपातेन क्रमशः पूर्यते घटः ।
सहेतुः सर्व विद्यानां धर्मस्य च धनस्य च ॥२६

પાણીનું અનુક્રમે એક એક ટીંપું પડયા કરે તોપણ ઘડો
ભરાય છે, તે જ પ્રમાણે થોડે થોડે ભણતાં અને સંઘરતાં સર્વ
વિદ્યા, ધર્મ અને ધન એકઠાં થાય છે. ૨૬

वयसः परिमाणेपि यः खलः खल एव हि ।
संपक्रमपि माधुर्यं नोपयातींद्रवारुणम् ॥२७॥

ઇંદ્રવરણું પાકીને ગલ જેવું થઇ જાય તોપણ જેમ મીઠું
થતું નથી, તેમ જે માણસ ખળ હોય છે તે મોટો-ઘરડો થયા
છતાં પણ ખળનો ખળજ રહે છે. ૨૭

इतिश्री वृद्धचाणक्यनीतिसमुच्चये द्वादशोऽध्यायः ॥

## अध्याय १३ मो.

मुहूर्तमपि जीवेच्च नरः शुक्लेन कर्मणा ।
न कल्पमपि कष्टेम लोकद्वयविरोधिना ॥१॥

આલોક અને પરલોકના વિરોધી થઇ એક કલ્પ જીવવું
એ દુઃખતર છે, પરંતુ સારાં કર્મ કરતાં એક મુહુર્ત માત્ર
જીવાય તોપણ સારૂં છે. ૧

गते शोको न कर्तव्यो भविष्यं नैव चिंतयेत् ।
वर्तमानेन कालेन प्रवर्तंते विचक्षणाः ॥२॥

ગઇ વાતનો શોક કરવો નહિ, ભવિષ્યની ચિંતા કરવી

નહિ, પરંતુ વર્તમાન કાળનો વિચાર કરીને તે પ્રમાણે વર્તે જવું, કારણ કે ડાહ્યા પુરૂષો તેમ કરે છે. ૨

स्वभावेन हि तुष्यंति देवाः सत्पुरुषाः पिता ।
ज्ञातयः खानपानाभ्यां वाक्यदानेन पंडिताः ॥३॥

દેવો, સત્પુરૂષો અને માતા પિતા સારો ભાવ રાખવાથી તૃપ્ત થાય છે, નાતના માણસો ખાનપાનથી તૃપ્ત થાય છે અને વિદ્વાનો સારી વાણીથી તૃપ્ત થાય છે. ૩

आयुः कर्म च वित्तं च विद्यानिधनमेव च ।
पंचैतानि च सृज्यंते गर्भस्थस्यैव देहिनः

આયુષ્ય, કર્મ, ધન, વિદ્યા અને મરણ એ પાંચ વાનાં મનુષ્ય ગર્ભમાં હોય ત્યારથીજ નક્કી થાય છે. ૪

अहो बत विचित्राणि चरितानि महात्मनाम् ।
लक्ष्मी तृणाय मन्यंते तद्भारेण नमंति च ॥५॥

મહાત્મા જનોનાં ચરિત્રો ખરેખર વિચિત્ર છે, કારણ કે તેઓ લક્ષ્મીને તૃણવત ગણે છે, તેમ છતાં તે તેમને મળે છે તો તેથી ઉદ્ધત નહિ પરંતુ નમ્ર બને છે. ૫

यस्य स्नेहो भयं तस्य स्नेहो दुःखस्य भाजनम् ।
स्नेहमूलानि दुःखानि तानि त्यक्त्वा वसेत्सुखम् ॥६

જેનો સ્નેહ હોય છે તેને માટે ભય રહે છે, કારણ કે સ્નેહ છે તે દુઃખનું કારણ છે અને તેથીજ કહ્યું છે કે-સ્નેહ દુઃખનું મૂળ છે. તેને જેઓ તજે છે તે સુખથી રહે છે. ૬

अनागतविधाता च पत्युत्पन्नमतिस्तथा ।
द्वावेतेसुखमेधेते यद्भविष्यो विनश्यति ॥७

આવી પડનાર દુઃખને માટે ઉપાય કરનાર અને આવી પડેલા દુઃખમાં સમયસૂચકતાથી ઉપાય કરનાર સુખી થાય છે, જ્યારે ' જે થવાનું હશે તે થશે ' એમ કરીને બેસી રહેનાર નાશ પામે છે. ૭

राज्ञि धर्मिणि धर्मिष्ठाः पापे पापाः समे समाः ।
राजानमनुवर्तंते यथा राजा तथा प्रजाः ॥८॥

રાજા ધાર્મિષ્ઠ હોય તો પ્રજા ધર્મિષ્ઠ થાય છે, રાજા પાપી હોય તો પ્રજા પણ તેવીજ પાપી થાય છે, અર્થાત્ જેવો રાજા તેવી પ્રજા હંમેશ થાય છે. ૮

जीवंतं मृतवन्मन्ये देहिनं धर्मवर्जितम् ।
मृतो धर्मेण संयुक्तो दीर्घजीवी न संशयः ॥९॥

ધર્મરહિત માણસનું જીવન મૃતવત્ જાણવું, જ્યારે મરી ગયેલો માણસ હોય પણ જો તે ધર્મિષ્ઠ હોય તો તે જીવતોજ છે, એમ જાણવું. ૯

धर्मार्थकाममोक्षाणां यस्य कोऽपि न विद्यते ।
अजागलस्तनस्येव तस्य जन्मनिरर्थकम् ॥१०

ધર્મ અર્થ કામ અને મોક્ષ, એ ચારે પુરૂષાર્થોમાંનો એકે પુરૂષાર્થ જેનામાં હોય નહિ, તેના જન્મને બકરાના ગળાના આંચળ જેવો નિરર્થક જાણવો.

दह्यमानाः सुतिव्रेण नीचाः परयशोऽग्निना ।
अशक्तास्तत्पदं गंतुं ततो निंदां प्रकुर्वते ॥११॥

બીજાની કીર્તિ સાંભળીને બળી જતા નીચ માણસો તેના પદને પામતા નથી, પરંતુ આખી તેની નિંદા કરે છે. ૧૧

बंधाय विषयासक्तं मुक्त्यैनिर्विषयं मनः ।
मन एव मनुष्याणां कारणं बंधमोक्षयोः ॥१२॥

વિષયાસક્ત મન બંધનમાં પડે છે અને નિર્વિષયી મન આ સંસારમાંથી મુક્ત થાય છે, અર્થાત્ મન છે એજ મનુષ્યના બંધ મોક્ષનુ કારણ છે. ૧૨

देहाभिमाने गलिते विज्ञाते परमात्मनि ।
यत्र यत्र मनो याति तत्र तत्र समाधयः ॥१३॥

જ્યારે દેહાભિમાન ગળી જાય છે અને પરમાત્માનું જ્ઞાન થાય છે, ત્યારે ત્યારે જ્યાં જ્યાં મન જાય છે, ત્યાં ત્યાં તેને બ્રહ્માકાર વૃત્તિના ઉદય થાય છે.

ईप्सितं मनसः सर्वं कस्य संपद्यते सुखम् ।
दैवाधीनं च यत्सर्वं तस्मात्संतोषमाश्रयेत् ॥१४॥

મનથી ઇચ્છેલું સર્વ સુખ કેને મળે છે? અર્થાત્ કોઇને માટે દૈવે આપેલામાં સંતોષ રાખે તેનેજ સુખી જાણવો. ૧૪

यथा धेनुसहस्रेषु वत्सो गच्छति मातरम् ।
तथा यच्च कृतं कर्म कर्त्तारमनुगच्छति ॥१५॥

જેમ હજારો ગાયો વચ્ચે રહેલી પોતાની માતા પાસે વાછડું જાય છે, તેમ કરેલું કર્મ છે તે પણ, હજારો માણસો-માંથી જેણે તે કર્યું હોય તેનીજ પાસે જાય છે. ૧૫

अनवस्थितकार्यस्य न जने न वने सुखम् ।
जनो दहति संसर्गाद्वनं संगविवर्जनात् ॥१६॥

અનવસ્થિત કાર્ય કરનારને વસ્તીમાં કે વનમાં કોઈ ઠેકાણે સુખ નથી, કારણ કે માણસો તેના સંગથી બળે છે અને વન તેના સંગ વગર બળે છે. ૧૬

यथा खात्वा खनित्रेण भूतले वारि विंदति ।
तथा गुरुगतां विद्यां शुश्रूषुरधिगच्छति ॥१७॥

જેમ કે કોદાળીથી જમીન ખોદતાં પાણી પ્રાપ્ત થાય છે, તેમ સેવા કરવાથી સારા શિષ્યને ગુરૂ પાસેથી વિદ્યા પ્રાપ્ત થાય છે.

कर्मायत्तं फलं पुंसां बुद्धिः कर्मानुसारिणी ।
तथापि सुधियश्चार्याः सुविचार्यैव कुर्वते ॥१८॥

મનુષ્યને કર્મ પ્રમાણે ફળ મળે છે અને બુદ્ધિ કર્મને અનુસરીને ઉત્પન્ન થાય છે, તેમ છતાં પણ જે સદ્બુદ્ધિવાળા આર્યપુરૂષો છે તે સારી રીતે સર્વ વિચારીનેજ કાર્ય કરે છે.

संतोषस्त्रिषु कर्तव्यस्त्रीषुवै भोजने धने ।
त्रिषु चैव न कर्तव्योऽध्ययने तपदानयोः ॥१९॥

પોતાને મળેલી સ્ત્રીમાં, ભોજનમાં અને ધનમાં માણસે સંતોષ રાખવો, પરંતુ અધ્યયનમાં, જપમાં અને દાનમાં સંતોષ રાખવો નહિ. ૧૯

एकाक्षरप्रदातारं यो गुरुं नाभिवंदते ।
श्वानयोनिशतं भुक्त्वा चांडालेष्वभिजायते ॥२०॥

એક અક્ષરનું પણ શિક્ષણ આપનાર ગુરૂને જે માણસ નમતો નથી, તે માણસ વારંવાર કુતરાની જાતિમાં જન્મીને આખરે ચાંડાળપણું પામે છે. ૨૦

युगांते चलते मेरुः कल्पांते सप्तसागराः ।
साधवः प्रतिपन्नार्थां न चलंति कदाचन ॥२१॥

યુગાંતે મેરૂ ચળે છે, કલ્પાંતે સાત સાગર ચળે છે, પરંતુ સાધુ પુરૂષો કદી પણ પોતાના વ્રત નિયમથીચળતા નથી. ૨૧

इतिश्री वृद्धचाणक्यनीतिसमुच्चये त्रयोदशोऽध्यायः ॥

# अध्याय १४ मो.

पृथिव्यां त्रीणि रत्नानि ह्यन्नपानं सुभाषितम् ।
मूढैः पाषाणखंडेषु रत्नसंख्या विधीयते ॥१॥

આ પૃથ્વી ઉપર અન્ન, પાણી અને સુભાષિત–મીઠું ભાષણ, એ ત્રણ રત્ન હોવા છતાં પણ મૂઢ મનુષ્યો પત્થરના કડકાની રત્નમાં ગણના કરે છે. ૧

आत्मापराधवृक्षस्य फलान्येतानि देहिनाम् ।
दारिद्र्यरोगदुःखानि बंधनं व्यसनानि च ॥२॥

મનુષ્યોમાં આત્માના અપરાધ રૂપી વૃક્ષને દરિદ્રતા, દુઃખ, રોગ, બંધન, અને સંકટ રૂપી ફળ પ્રાપ્ત થાય છે. ૨

पुनर्वित्तं पुनर्मित्रं पुनर्भार्या पुनर्मही ।
एतत् सर्वं पुनर्लभ्यं न शरीरं पुनः पुनः ॥३॥

ધન, મિત્ર, સ્રી, પૃથ્વી વગેરે, માણસને ફરી ફરીને મળી આવે છે પરંતુ શરીર ફરી ફરીને મળતું નથી. ૩

बहूनां चैव सत्वानां समवायो रिपुंजयः ।
वर्षाधारांधरो मेघस्तृणैरपि निवार्यते ॥४

ઘણાં તરણાં એકઠાં કરવાથી જેમ મુશળધાર વરસતા વરસાદને નિવારણ કરી શકાય છે તેમ ઘણી વસ્તુઓના જમાવથી મોટા શત્રુ ઉપર પણ જય મેળવી શકાય છે. ૪

जले तैलं खले गुह्यं पात्रे दानं मनागपि ।
प्राज्ञे शास्त्रं स्वयं याति विस्तारं वस्तुशक्तितः ॥५॥

જળમાં તેલ, ખળની વાત, પાત્રે આપેલું દાન અને બુદ્ધિશાળીને પ્રાપ્ત થયેલું શાસ્ત્ર, પોતાની મેળે જ વિસ્તાર પામે છે.
૫

धर्माख्याने श्मशाने च रोगिणां या मतिर्भवेत् ।
सा सर्वदैव तिष्ठेच्चेत्को न मुच्येत बंधनात् ॥६॥

ધર્માખ્યાનમાં, શ્મશાનમાં અને મંદવાડ વખતે જે મતિ ઉત્પન્ન થાય છે,તે મતિ જો સદાકાળ રહે તો કોણ આ સંસારિક બંધનોથી ના છુટે ?

उत्पन्नपश्चात्तापस्य बुद्धिर्भवति यादृशी ।
तादृशी यदिपूर्वेस्यात्कस्य न स्यान्महोदयः ॥७॥

પશ્ચાત્તાપ વખતે જેવી બુદ્ધિ ઉત્પન્ન થાય છે, તેવી બુદ્ધિ જો પહેલેથી જ ઉત્પન્ન થાય, તો કોનો ઉદય ન થાય ? ७

दाने तपसि शौर्ये वा विज्ञाने विनये नये ।
विस्मयो नहि कर्तव्यो बहुरत्ना वसुंधरा ॥८॥

દાનમાં, તપમાં, શૌર્યમાં, જ્ઞાનમાં, વિનયમાં અને નીતિમાં કોઇની અત્યંત હોશિઆરી જોઇને આશ્ચર્ય પામવું નહિ, કારણ કે આ પૃથ્વી ઉપર ઘણાંય રત્ન પડયાં છે. ૮

दूरस्थोपि न दूरस्थो यो यस्य मनसि स्थितः ।
यो यस्य हृदये नास्ति समीपस्थोऽपि दूरतः ॥९

દૂર પડેલો પણ મનમાં રમ્યા કરતો હોય તેને દૂર ધારવો નહિ, પરંતુ પાસે હોય પણ મનથી દૂર હોય તેને દૂર જાણવો.

यस्माच्च प्रियमिच्छेत्तु तस्य ब्रूयात्सदा प्रियम् ।
व्याधो मृगवधं कर्तुं गीतं गायति सुस्वरम् ॥१०

જેનું અપ્રિય કરવું હોય તેને જેમ પારધી મૃગને સુસ્વર સંભળાવે છે તેમ પ્રિય વચન સંભળાવવું. ૧૦

अत्यासन्ना विनाशाय दूरस्था न फलप्रदाः ।

सेव्यतां मध्यभागेन राजावन्हिर्गुरुस्त्रियः ॥११

રાજા, અગ્નિ, ગુરૂ અને સ્ત્રી એટલાં ઉપર અતિ આસક્તિ નાશનું કારણ છે, જ્યારે મધ્યમસર તેમને સેવ્યાં હોય તો તે ફળ આપનારાં છે. ૧૧

अग्निरापः स्त्रियो मूर्खः सर्पो राजकुलानि च ।
नित्यं यत्नेन सेव्यानि सद्यः प्राणहराणि षट् ॥१२

અગ્નિ, પાણી, સ્ત્રી, મૂર્ખ, સાપ અને રાજવંશીઓને સંભાળથી સેવવાં, નહિ તો તેઓ પ્રાણ હરી લે એવાં થઇ પડે છે.

पितृभिर्भ्रातृभिश्चैताः पतिभिर्देवरैस्तथा ।
पूज्या भूषयितव्याश्च बहुकल्याणमीप्सुभिः ॥१३

પિતાએ, ભાઇએ, પતિએ, દિયરે તથા કલ્યાણની ઇચ્છાવાળા પુરૂષોને સ્ત્રીઓ પૂજવા અને શણગારવા યોગ્ય છે. ૧૩

यत्र नार्यस्तु पूज्यंते रमंते तत्र देवताः ।
यत्रैतास्तु न पूज्यंते सर्वास्तत्राफलाः क्रियाः ॥१४

જ્યાં સ્ત્રીઓનું બહુ માન છે ત્યાં દેવતાઓ વસે છે, અને જ્યાં તેમનું માન નથી ત્યાં બધી બાબતો અફળ જાય છે, અર્થાત્ તે કુટુંબનું શ્રેય થતું નથી.

शोचंति जामयो यत्र विनश्यत्याशु तत्कुलम् ।
न शोचंति तु यत्रैता वर्धते तद्धि सर्वदा ॥१५

જે કુટુંબની સ્ત્રીઓ દુઃખ પોકાર્યા કરે છે તે કુટુંબ થોડા જ વખતમાં નાશ પામે છે, અને જ્યાં સ્ત્રીઓ સુખમાં કલ્લોલ કરે છે ત્યાં પ્રતિ દિવસ સુખ વધતું જાય છે. ૧૫

देवतातिथिभृत्यानां पितृणामात्मनश्च यः ।

न निर्वपति पंचानामुच्छ्वसन्न स जीवति ॥ १६

દેવતાઓનું, અતિથિનું, ચાકર નફરનું, વડીલોનું અને પોતાનું એ પાંચનું પણ જે માણસ પોષણ કરતો નથી તે જીવતો મુઆ બરાબર છે. ૧૬

शक्तः परजने दाता स्वजने दुःखजीविनि ।
मध्वापातो विषास्वादः स धर्मप्रतिरूपकः ॥१७

પોતાનાં સંબંધીઓ દુઃખથી દહાડા કાઢતાં હોય અને જે શક્તિવાળો માણસ—ગૃહસ્થ પરજન પ્રતિ દાતા થાય છે, તેને શરૂઆતમાં તો તે વાહ વાહને લીધે મધ જેવું લાગે છે, પરંતુ પરિણામે વિષરૂપ થાય છે, માટે "ઘરમાં છૈયાં ઘંટી ચાટે ને ઉપાધ્યાયને આટો" એમ કરવું એ ધર્મની વિરૂદ્ધ છે. ૧૭

स जीवति गुणा यस्य यस्य धर्मः स जीवति ।
गुणधर्मविहीनस्य जीवितं निष्प्रयोजनम् ॥१८॥

જેનામાં ગુણ અને ધર્મ છે તે જ જીવતો ગણાય છે, જેનામાં ધર્મ નથી અને ગુણે નથી, તેનું જીવવું નિષ્પ્રયોજન છે.

यदीच्छसि वशीकर्तुं जगदेकेन कर्मणा ।
पुरा पंचदशास्येभ्यो गो चरन्ति निवारय ॥१९॥

જો એકજ કર્મથી જગતને વશ કરવા માગતા હો તો, પંદર દ્વાર–માર્ગે ભ્રમતી ઈંદ્રિયોનું નિવારણ કરો; અર્થાત્ ભિન્ન ભિન્ન ઈંદ્રિયો દ્વારા વિષયોમાં ફરતા મનને અટકાવો, કારણ કે, એ એક જ કર્મથી જગતને વશ કરી શકાશે. ૧૯

प्रस्तावसदृशं वाक्यं स्वभावसदृशं प्रियम् ।
आत्मशक्तिसमं कोपं यो जानाति स पंडितः ॥२०

પ્રસંગને અનુસરતું બોલવું, સ્વભાવને અનુસરતું પ્રિય કરવું અને શક્તિને અનુસાર ક્રોધ કરવો, એ જે સમજે છે, તેને વિદ્વાન જાણવો. ૨૦

एक एव पदार्थस्तु त्रिधा भवति वीक्षितः ।
कुणपं कामिनी मांसं योगिभिः कामिभिः श्वभिः २१

આ મનુષ્ય દેહને યોગીઓ શવ જેવો (નાશવાન) જુવે છે, કામીઓ સ્ત્રીના સ્વરૂપ જેવો જુએ છે અને કુતરાઓ માંસના પિંડ જેવો જુએ છે અર્થાત્ આ એક જ દેહ જોનારાઓની ભાવનાને અનુસરી જુદો જુદો દેખાય છે. ૨૧

सुसिद्धमौषधं धर्मं गृहच्छिद्रं च मैथुनम् ।
कुभुक्तं कुश्रुतं चैव मतिमान्न प्रकाशयेत् ॥२२

સિદ્ધ ઔષધ, ધર્મ, ઘરનું છિદ્ર, ગુપ્ત કામ, નઠારૂં ભોજન કર્યું હોય તો તે, અને ખરાબ વાત સાંભળી હોય તો તે, ડાહ્યા માણસે કદી પણ જાહેર કરવાં નહિ. ૨૨

तावन्मौनेन नीयंते कोकिलैश्चैव वासराः ।
यावत्सर्वजनानंददायिनी वाक् प्रवर्तते ॥२३

જ્યાં સુધી સર્વ લોકને આનંદ ઉત્પન્ન કરે એવી વાણી પ્રાપ્ત થતી નથી ત્યાં સુધી કોકિલા જેમ મૌન રહીને દિવસો કાઢે છે, તેમ સર્વ મનુષ્યે મૌનમાં રહેવું ઉચિત છે. ૨૩

धर्मं धनं च धान्यं च गुरोर्वचनमौषधम् ।
सुगृहीतं च कर्तव्यमन्यथा यो न जीवति ॥२४

ધર્મ, ધન, ધાન્ય, ગુરૂનું વચન અને ઔષધ સારી રીતે ગ્રહણ કરવાં–મનમાં ઉતારવાં, નહિ તો તે નાશ પામે છે. ૨૪

त्यजदुर्जनसंसर्गं भज साधुसमागमम् ।
कुरु पुण्यमहोरात्रं स्मर नित्यमनित्यताम् ॥२५॥

દુર્જનનો સંગ છોડી દે, સાધુ જનનો સમાગમ કર, રાત દિવસ પુણ્ય કર અને નિત્ય પરમાત્માનું સ્મરણુ કર. ૨૫

**इतिश्री वृद्धचाणक्यनीतिसमुच्चये चतुर्दशोऽध्यायः ॥**

## अध्याय १५ मो.

यस्य चित्तं द्रवीभूतं कृपया सर्वजंतुषु ।
तस्य ज्ञानेन मोक्षेण किं जटाभस्मलेपनैः ॥१॥

જેના હૃદયમાં સર્વ પ્રાણીઓને માટે દયા ભાવ છે તેને જ્ઞાનથીજ મોક્ષ મળે છે અને જટા, ભસ્મ લેપન, ઉપચાર વગેરે કરવાની જરૂર રહેતી નથી.

एकमेवाक्षरं यस्तु गुरुः शिष्यं प्रबोधयेत् ।
पृथिव्यां नास्ति तद्द्रव्यं यद्दत्वा चाऽनृणी भवेत् ॥२

ગુરૂ પોતાના શિષ્યને જે એક અક્ષરનું જ્ઞાન આપે છે તેનો બદલો વાળી આપવા જેવી આ દુનિયામાં એવી કોઈ પણ વસ્તુ નથી કે જે આપીને શિષ્ય દેવામાંથી છૂટે. ૨

खलानां कंटकानां च द्विविधैव प्रतिक्रिया ।
उपानमुखभंगो वा दूरतो वा विसर्जनम् ॥ ३ ॥

ખળ અને કંટકના નિવારણુના માત્ર બેજ ઉપાય છે, અને તે એ કે કાંતો જોડાથી તેમનું મુખ ભાગી નાંખવું અથવા તો દૂરથી જ તેમનો પરિત્યાગ કરવો. ૩

कुचैलिनं दंतमलोपधारिणं बह्वाशिनं निष्ठुरभाषिणं च ।
सूर्योदये चास्तमिते शयानं विमुंचति श्रीर्यदि चक्रपाणीः ४

મેલાં કપડાં પહેરનાર, અશુદ્ધ રહેનાર, અકરાંતીઓ, કઠવું વચન બોલનાર અને સૂર્યોદય તથા સૂર્યાસ્ત સમયે સૂનાર, પોતે યદાપિ વિષ્ણુ હોય તો પણ લક્ષ્મી તેનો ત્યાગ કરી જાય છે.

त्यजंति मित्राणि धनैर्विहीनं दाराश्च भृत्याश्च सुहृज्जनाश्च ।
ते चार्थवंतं पुनराश्रयंते ह्यर्थो हि लोके पुरुषस्य बंधुः ५

ધન વિહીનના મિત્રો, સ્ત્રીઓ, ચાકરો અને બંધુજનો સઉ ત્યાગ કરે છે અને તેને જો પૈસો મળે તો તે સર્વ પાછાં તેને વળગતાં જાય છે, માટે ખાતરીથી માનવું કે—આ જગતમાં ધન સમાન બીજો કોઈ સ્નેહી કે બંધુ નથી. ૫

अन्यायोपार्जितं द्रव्यं दशवर्षाणि तिष्ठति ।
प्राप्ते चैकादशे वर्षे समूलं च विनश्यति ॥६॥

અન્યાયથી રળેલું ધન બહુ તો દશ વર્ષ રહે છે, પછી અગીઆરમે વર્ષે તદ્દન નાશ પામે છે. ૬

अयुक्तस्वामिनो युक्तं युक्तं नीचस्य दूषणम् ।
अमृतं राहवे मृत्युर्विषं शंकरभूषणम् ॥७॥

અયુકત પણ યુકત સ્વામી મળતાં યુકત અને યુકત પણ અયુકત સ્વામિ મળતાં અયુકત થાય છે, તેનું દષ્ટાંત એ કે, અમૃત રાહુને મરણના કારણ રૂપ થયું અને હળાહળ વિષ હતું તે શંકરને શોભા રૂપ બન્યું. ૭

तद्भोजनं यद्द्विजभुक्तशेषं तत्सौहृदं यत्क्रियते परस्मिन् ।
साप्राज्ञताया न करोति पापं दंभं विना यत्क्रियते सधर्मः ॥

બ્રાહ્મણોને જમતાં બચેલું જે ભોજન તે જ ભોજન, ત્રાહિત માણસોની ઉપરનો જે નિઃસ્વાર્થ સ્નેહ તે જ ખરી મિત્રતા

અને તે જ પ્રજ્ઞા કે જેનાથી કદી પાપ થાય નહિ અને તે જ ખરેખરો ધર્મ કે જે કશા પણ દંભ વગર કરાયેલો હોય. ૮

मणिर्लुठति पादाग्रे काचः शिरसि धार्यते ।
क्रयविक्रयवेलायां काचो काचो मणिर्मणिः ॥९॥

મણિને પગ તળે રાખ્યો હોય અને કાચને મસ્તક ઉપર મૂક્યો હોય તેથી કંઈ તેની મહત્તા જણાતી નથી, એની કીંમત તો જ્યારે ક્રયવિક્રયનો, પ્રસંગ હોય છે ત્યારે જ થાય છે. ૯

अनंतशास्त्रं बहुलाश्च विद्या स्वल्पश्च कालो बहुविघ्नता च ।
यत्सारभूतं तदुपासनीयं हंसो यथा क्षीरमिवांबुमध्यात् ॥

પાણીમાં ભળેલા દૂધને જેમ હંસ જુદું પાડે છે તેમ વિદ્વાનોએ અનંત શાસ્ત્રો, બહુ પ્રકારની વિદ્યાઓમાંથી બહુ વિઘ્નવાળા થોડા કાળમાં જે સારભૂત હોય તે લઈ લેવું જોઈએ.

दूरागतं पथि श्रांतं यदृच्छा गृहमागतम् ।
अनर्चयित्वा यो भुंक्ते स वै चांडाल उच्यते ॥ ११

દૂરથી આવેલા, થાકેલા અને વગર આમંત્રણે આંગણે આવેલા અતિથિને મૂકીને જે મનુષ્ય ભોજન કરે છે તેને ચાંડાળ જાણવો. ૧૧

पठंति चतुरो वेदान् धर्मशास्त्राण्यनेकशः ।
आत्मानं नैव जानंति दर्वी पाकरसं यथा ॥१२॥

કડછી જેમ જુદી જુદી જાતના પાકોમાં ફરવા છતાં પણ કોઈના રસને જાણવા પામતી નથી તેમ અજ્ઞાન માણસો ચાર વેદ અને અનેક ધર્મશાસ્ત્ર ભણવા છતાં પણ પોતાના આત્માને જાણી શકતા નથી. ૧૨

धन्या द्विजमयी नौका विपरीतः भवार्णवे ।
तरंत्यधोगताः सर्वे उपरिस्थाः पतंत्यधः ॥ १३ ॥

ભવાર્ણવમાં ફરનારી દ્વિજરૂપી નૌકા અલૌકિક છે કારણ કે તેમાં નૌકાથી ઉલટું જ બનતું એટલે ઉપર જનારનું બુડવું અને નીચે જનારનું તરવું થાય છે. ૧૩

अयममृतनिधानं नायकोप्यौषधीना
ममृतमयशरीरः कांतियुक्तोपिचंद्र ।
भवतिविगतरश्मिर्मण्डलं प्राप्य भानोः
परसदननिविष्टः कोलघुत्वं न याति ॥ १४ ॥

ચંદ્રમા અમૃતના ભંડાર રૂપ, ઔષધીઓનો નાયક, અમૃતના શરીરવાળો ને કાંતિવાળો છે તોપણ સૂર્યના ઘરમાં જાય છે ત્યારે કાંતિ રહિત થઇ જાય છે, અર્થાત્ ગમે તેવો તેજસ્વી હોય તે પણ પર ઘરના વાસથી લઘુતા પામે છે. ૧૪

अलिरयं नलिनी दलमध्यगः कमलिनी मकरंदमदालसः
विधिवशात्परदेशमुपागतः कुटजपुष्परसं बहुमन्यते ॥ १५

કમળની પાંદડીઓ વચ્ચે રહેનારો અને કમળનું મધ લેનારો ભ્રમર ભોગજોગે પરદેશમાં જઇ ચઢતાં કુટજ પુષ્પના રસને પ્રાપ્ત થાય છે તો તેને પણ બહુ માને છે. ૧૫

पीतोऽगस्त्येनतातश्चरणतलहतो वल्लभोऽन्येन रोषा
दाबाल्याद्विप्रवर्यैःस्ववदनविवरे धार्यते वैरिणीमे ।
गेहंमेछेदयंति प्रतिदिवसमुमाकांतपूजानिमित्तम्
तस्मात् खिन्नासदाहं द्विजकुलनिलयं नाथयुक्तं त्यजामि ॥१६

ભગવાને લક્ષ્મીને પૂછયું કે, તમે બ્રાહ્મણને ત્યાં કેમ

રહેતાં નથી? ત્યારે તેમણે કહ્યું કે–બ્રાહ્મણોમાંના અગસ્ત્ય મારા પિતાને પી ગયા હતા. ભૃગુએ તમને લાત મારી હતી અને મારી દુશ્મન જે સરસ્વતી તેને તેઓ નાનપણથીજ મોઢે રાખે છે તથા મારૂં ઘર જે કમળ તે શિવ પૂજન માટે ચૂંટી લે છે તેથી હું તેમને ઘેર રહેતી નથી. ૧૬

वंधनानि खलु संति बहूनि प्रेमरज्जुकृतवंधनमन्यत् ।
दारुभेदनिपुणोपि षडंघ्रिर्निष्क्रियो भवति पंकजकोशे ॥१७

જગત ઉપર ઘણાંય બંધનો છે પરંતુ પ્રેમના જેવું બીજું એકકે બંધન નથી, કારણ કે વાંસને કોરી નાંખનાર ભમરો કમળકોશમાં બંધાઈ રહે છે પણ પ્રેમને લીધે કમળના કોમળ દળને કોરીને બહાર નીકળતો નથી. ૧૭

छिन्नोपि चंदनतरुर्नजहाति गंधं
वृद्धोपि वारणपतिर्न जहाति लीलांम् ।
यन्त्रार्पितो मधुरतां न जहाति चेक्षुः
क्षीणोपि न त्यजति शीलगुणान्कुलीनः ॥१८॥

કાપવા છતાં ચંદન પોતાની સુગંધ મૂકતું નથી, વૃદ્ધ થવા છતાં પણ ગજરાજ તેની લટકદાર ચાલ છોડતો નથી, પીલવા છતાં પણ શેલડી મધુરતા મૂકતી નથી અને કુલીન માણસ ક્ષીણ થવા છતાં પણ ગુણોને તજી દેતો નથી. ૧૮

त्वमेव चातकाधारोसीति केषां न गोचरः ।
किमंभोदवरास्माकं कार्पण्योक्तिं प्रतीक्षसे ॥१९॥

હે મેઘ! અમારાં દયાજનક વચનની તમે શા માટે રાહ જુઓ છો, કારણ કે તમે અમારા ચાતકના આધાર છો તે તો સર્વ કોઈ જાણે છે. ૧૯

न कश्चिच्चंडकोपानामात्मीयो नामभूभुजाम् ।
होतारमपि जुह्वानं स्पृष्टो दहति पावकः ॥२०॥

જેમ અગ્નિ પોતામાં હોમ કરનારને પણ અડકતાં વાર બાળે છે તેમ મહાક્રોધી એવા રાજાઓને કોઈ પોતાનો હોતો જ નથી. ૨૦

वेश्यासौ मदनज्वाला रूपेन्धनसमेधिता ।
कामिभिर्यत्र हूयंते यौवनानि धनानि च ॥ २१ ॥

રૂપ રૂપી બળતણથી પ્રજળતી વેશ્યા રૂપી મદનની જ્વાળા છે તેમાં કામી માણસો પોતાનાં યૌવન અને ધનની આહુતિઓ આપે છે. ૨૧

तावन्महत्त्वं पांडित्यं विवेकित्वं कुलीनता ।
यावज्ज्वलति नांगेषु हन्तः पंचेषुपावकः ॥ २२ ॥

જ્યાં સુધી કામનો પ્રવેશ ન હોય ત્યાં સુધી જ મહત્ત્વ પાંડિત્ય, વિવેકપણું અને કુલીનતા રહે છે પછી નહિ; અર્થાત્ કામ બધા વિવેક અને ગુણોને દૂર કરાવે છે. ૨૨

इतिश्री वृद्धचाणक्यनीतिसमुच्चये पंचदशोऽध्यायः ॥

## अध्याय १६ मो.

न ध्यातं पदमीश्वरस्य विधिवत्संसारविच्छित्तये ।
स्वर्गद्वारकपाटपाटनपटुर्धर्मोपि नोपार्जितः ॥
नारीपीनपयोधरोरुयुगलं स्वप्नेपि नालिंगितं ।
मातुः केवलमेवयौवनवनच्छेदे कुठारावयम् ॥ १ ॥

સંસારમાંથી છુટવાને વિધિવત ઈશ્વરના પદનું ધ્યાન ધર્યું

નહિ, સ્વર્ગનાં દ્વાર ઉઘાડી આપે એવો ધર્મ કર્યો નહિ અને સંસારનું સુખે ભોગવ્યું નહિ, એટલે આપણે તો માતાની કુમારિકાવસ્થા રૂપી વનના કુહાડા રૂપ જ નીવડયા. ૧

जल्पंति सार्धमन्येन पश्यंत्यन्यं सविभ्रमाः ।
हृदये चिंतयंत्यन्यं न स्त्रीणामेकतो रतिः ॥ २

સ્ત્રી એકની ધંખના કરે છે, બીજાને વિભ્રમથી જુએ છે ત્રીજાને હૃદયથી ઇચ્છે છે અર્થાત્ સ્ત્રીનું મન બહુ જ ચંચળ હોવાથી એક ઉપર તેની પ્રીતિ રહેતી નથી. ૨

यो मोहान्मन्यते मूढो रक्तेयं मयि कामिनी ।
स तस्यावशगो भूत्वा नृत्येत् क्रीडाशकुंतवत् ॥ ३

આ મારી ઉપર પૂર્ણ અનુરક્ત છે એમ માનતો પુરૂષ જેમ દોરી સંચારથી પંખી નાચે તેમ મોહમાં તેને વશ થઇ તેના નચાવ્યા નાચ નાચે છે. ૩

न निर्मितः केन न दृष्टपूर्व न श्रूयते हेममयः कुरंगः ।
तथापि तृष्णा रघुनंदनस्य विनाशकाले विपरीतबुद्धिः ॥५

પૂર્વે કોઇએ નિર્માણ કર્યો નથી તેમ સોનાનો મૃગ હોય એમ સાંભળ્યું પણ નથી તેમ છતાં રામને તે સત્ય ભાસ્યો માટે એમ જ જાણવું કે વિનાશ કાળે બુદ્ધિ ફરી જાય છે. ૫

गुणैरुत्तमतां याति नोच्चैरासन संस्थितः ।
प्रासादशिखरस्थोपि काकः किं गरुडायते ॥ ६

ગુણથી ઉત્તમતા મળે છે કંઇ ઉંચા આસન ઉપર બેસવાથી મળતી નથી; મોટા મહેલના શિખર બેઠો હોય તોપણ કાગડો તે કાગડો ને ગરૂડ તે ગરૂડ જ કહેવાય છે. ૬

गुणाः सर्वत्र पूज्यंते न महत्यापि संपदः ।
पूर्णेन्दुः किं तथा वंद्यो निष्कलंको यथा कृशः ॥७

જેમ સોળ કળાનો નહિ પણ કૃશ એવો બીજનો ચંદ્રમા વંદાય છે તેમ સંપત્તિવાળો નહિ પરંતુ ગુણવાળો જ પૂજાય છે.

परप्रोक्तगुणो यस्तु निर्गुणोपि गुणी भवेत् ।
इंद्रोऽपि लघुतां याति स्वयं प्रख्यापितैर्गुणैः ॥ ८

જેના ગુણ બીજા લોકો ગાય છે તે નિર્ગુણી હોય તોપણ ગુણી ગણાય છે અને પોતાની જાતે ગુણ ગાનારો ઇંદ્ર હોય તોપણ હલકો પડે છે. ૮

विवेकिनमनुप्राप्ताः गुणा यांति मनोज्ञताम् ।
सुतरां रत्नमाभाति चामीकरनियोजितम् ॥ ९

રત્ન છે તે જેમ સોનાની સાથે જડાતાં શોભે છે તેમ ગુણો છે તે વિવેકીને પ્રાપ્ત થતાં જ શોભે છે. ૯

गुणैः सर्वज्ञतुल्योपि सीदत्येको निराश्रयः ।
अनर्घ्यमपि माणिक्यं हेमाश्रयमपेक्षते ॥ १०

ગુણથી સર્વજ્ઞ તુલ્ય હોય તોપણ નિરાશ્રય હોય તે દુઃખી થાય છે માટે આશ્રયની જરૂર છે. મોટા મૂલના માણેકને પણ સોનાના આશ્રયની જરૂર પડે છે. ૧૦

अतिक्लेशेन येह्यर्था धर्मस्यातिक्रमेण तु ।
शत्रूणां प्रतिपातेन ते ह्यर्था मा भवंतु मे ॥ ११

અતિ ક્લેશથી મેળવેલું ધન, ધર્મનું ઉલ્લંઘન કરવાથી મેળવેલું ધન અને શત્રુનો પરાજય કરીને મેળવેલું ધન મને પ્રાપ્ત ન થાઓ—અર્થાત્ સન્માર્ગે ઉપાર્જન કરેલું હોય તે જ ધન સારૂં. ૧૧

किं तया क्रियते लक्ष्म्या या वधूरिव केवला ।
या तु वेश्येव सामान्या पथिकैरपि पूज्यते ॥ १२

વહુના જેવી એકના જ કામમાં આવનારી લક્ષ્મી સારી નહિ, તે તો વેશ્યાના જેવી સર્વને ઉપયોગી હોય તોજ સારી.

धनेषुजीवितव्येषु स्त्रीषु चाहारकर्मसु ।
अतृप्ताः प्राणिनः सर्वे यातायास्यंति यांति च ॥ १३

ધનથી, જીવવાથી, ભોગથી અને ખાનપાનથી કોઇ માણુસ કદી ધરાતોજ નથી, એ વિષયો તો જેમ ભોગવાય તેમ વધે છે.

क्षीयंते सर्वदानानि यज्ञहोमबलिक्रियाः ।
न क्षीयते पात्रदानमभयं सर्वदेहिनाम् ॥ १४

યજ્ઞ, હોમ અને બલિક્રિયા વગેરે દાનો કોઇવાર પણુ ક્ષીણુ થાય છે પરંતુ સુપાત્રને આપેલું દાન અને અહિંસા કદી ક્ષીણુ થતાં નથી. ૧૪

तृणं लघुतृणात्तूलं तूलादपि च याचकः ।
वायुना किं न नीतोसौ मामयं याचयेदिति ॥ १५

સર્વ કરતાં તરણું હલકું છે અને યાચક છે તે તરણુાથી પણુ હળવો છે છતાં તે પોતાની પાસે પણુ યાચના કરશે એમ જાણી વાયુ તેને ઉડાડતો નથી. ૧૫

वरं प्राणपरित्यागो मानभंगेन जीवनात् ।
प्राणत्यागे क्षणं दुःख मानभंगे दिनेदिने ॥ १६

માન ભંગ થયા પછી જીવવા કરતાં પ્રાણુ જાય તે સારો, કારણુ કે પ્રાણુ જતાં તો એક ઘડીવાર દુઃખ થાય છે પરંતુ માન ભંગથી તો હર હંમેશ દુઃખ થયા કરે છે. ૧૬

प्रियवाक्यप्रदानेन सर्वे तुष्यंति जंतवः ।
तस्मात्तदेव वक्तव्यं वचने किं दरिद्रता ॥ १७

પ્રિય વચન બોલવાથી પ્રાણી માત્ર ખુશી થાય છે માટે પ્રિય વચન જ બોલવું, બોલવામાં શા માટે દરિદ્રતા રાખવી.

संसारकटुवृक्षस्य द्वेफले अमृतोपमे ।
सुभाषितं च सुस्वादु संगतिः सुजने जने ॥ १८

સંસાર રૂપી કડવા વૃક્ષનાં બે ફળ—મીઠી વાણી અને સુજનની સંગત—અમૃતના જેવાં મીઠાં ફળ છે. ૧૮

जन्मजन्मयदभ्यस्तं दानमध्ययनं तपः ।
तेनैवाभ्यासयोगेन देही चाभ्यसते पुनः ॥ १९

દાન, અધ્યયન અને તપ જે જન્મે જન્મે કર્યાં હોય તે જ સત્કર્મી મનુષ્યને વારંવાર તેનો અભ્યાસ રખાવતાં રહે છે.

पुस्तकेषु च या विद्या परहस्तेषु यद्धनम् ।
उत्पन्नेषु च कार्येषु न सा विद्या न तद्धनम् ॥ २०

પુસ્તકમાંની વિદ્યા અને પારકાને હાથ રહેલું ધન, એ બે કામ પડે ખપમાં આવતાં નથી, એટલે તે હોવાં ન હોવા બરોબર છે એમ જાણવું. ૨૦

बालोपि नावमंतव्यो मनुष्य इति भूमिपः ।
महती देवता ह्येषा नररूपेण तिष्ठति ॥ २१

રાજા નાનો હોય તોપણ તેનું અપમાન કરવું નહિ કારણ કે મનુષ્યના રૂપે રહેલો રાજા મોટા દેવ જેવો ગણાય છે. ૨૧

सर्वो दंडजितो लोको दुर्लभो हि शुचिर्नरः ।
दंडस्य हि भयात्सर्वं जगद्भोगाय कल्पते ॥ २२

આ જગતમાં કોઈ સારો માણસ નથી, બધાય દંડથી બ્હીને સીધા રહે છે, અર્થાત્ દંડના ભયથી લોકો પોતપોતાના વૈભવ ભોગવી શકે છે. દંડ ન હોય તો બળીઆના બે ભાગ જેવું થાય અને જગત કોઇથી ભોગવાય જ નહિ. ૨૨

दशकामसमुत्थानि तथाष्टौ क्रोधजानि च ।
व्यसनानि दुरंतानि प्रयत्नेन विवर्जयेत् ॥ २३

કામમાંથી ઉત્પન્ન થયેલાં દશ અને ક્રોધથી ઉત્પન્ન થયેલાં આઠ વ્યસનો પરિણામે દુઃખ દેનારાં છે માટે તેનો ત્યાગ કરવો.

बुद्धिमत्सुनराः श्रेष्ठा नरेषु कृतबुद्धयः ।
कृतबुद्धिषु कर्तारः कर्तृषु ब्रह्मवादिनः ॥ २४

બુદ્ધિવાળાઓમાં નર, નરમાં કૃતબુદ્ધિ, કૃતબુદ્ધિવાળાઓમાં કરી બતાવનાર અને કરી બતાવનારમાં સંસારને સમજનાર માણસ શ્રેષ્ઠ છે. ૨૪

इतिश्री वृद्धचाणक्यनीतिसमुच्चये षोडशोऽध्यायः

## अध्याय १७ मो.

पुस्तके प्रत्ययाधीतं नाधीतं गुरुसंन्निधौ ।
सभामध्येन शोभंते जारगर्भ इवस्त्रियः ॥ १

પુસ્તકનોજ આધાર રાખીને ભણેલો અને ગુરૂ આગળ નહિ ભણેલો એવો માણસ, જારગર્ભની માફક સભામાં શોભતો નથી. ૧

कृते प्रतिकृतं कुर्याद्धिंसने प्रतिहिंसनम् ।
तत्र दोषो न पतति दुष्टे दुष्टं समाचरेत् ॥ २

ઉપકારની સામે ઉપકાર અને અપકારની સામે અપકાર કરવામાં કાંઇ દોષ નથી, કારણ કે દુષ્ટની સાથે દુષ્ટ રીતેજ વર્તવું યુક્ત છે. ૨

यद्दूरं यदुराराध्यं यच्च दूरे व्यवस्थितम् ।
तत्सर्वं तपसा साध्यं तत्तपो हि दुरतिक्रमम् ॥३

દૂરની, દુરારાધ્ય અને છેટેની વસ્તુ હોય તે પણ ઉદ્યોગથી મેળવી શકાય છે. તપ–ઉદ્યોગ એવો છે કે, તે ગમે તે વસ્તુને મેળવી આપે છે. (તપ=ઉદ્યોગ.) ૩

लोभश्चेदगुणेन किं पिशुनता यदस्ति किं पातकैः ।
सत्यं चेत्तपसा च किं शुचिमनो यस्यास्ति तीर्थेन किं ।
सौजन्यं यदि किं गुणैः सुमहिमा यद्यस्ति किं मंडनैः ।
सद्विद्या यदि किं धनै रपयशो यद्यस्ति किं मृत्युना ॥४

લોભ હોય તો પછી બીજા દુર્ગુણની શી જરૂર છે? ચાડી કરવાની ટેવ હોય તેને બીજા પાપની શી જરૂર છે? સાચ હોય તો પછી તપનું શું કામ? મન ચોખ્ખું હોય તો પછી તીર્થમાં ફરવાનું શું કારણ છે? સૌજન્ય હોય તો પછી બીજા ગુણોની શી જરૂર છે? લોકોમાં પ્રખ્યાતિ હોય તો પછી મંડનની શી જરૂર છે? સદ્‌વિદ્યા હોય તો ધનની જરૂર નથી અને લોકમાં અપજશ બોલાતો હોય તો પછી મૃત્યુની શી જરૂર છે? ૪

पितारत्नाकरो यस्य लक्ष्मी यस्य सहोदरी ।
शंखो भिक्षाटनं कुर्यात् नादत्तमुपतिष्ठति ॥५॥

પિતા સમુદ્ર અને લક્ષ્મી બહેન હોવા છતાં પણ શંખને ભિક્ષાટન કરવું પડે છે, માટે આપેલું હોય તોજ મળે છે. ૫

अशक्तस्तु भवेत्साधु ब्रह्मचारी च निर्धनः ।
व्याधितो देवभक्तश्च वृद्धा नारी पतिव्रता ॥६॥

અશક્ત હોય તે સાધુ થાય છે, નિર્ધન બ્રહ્મચારી રહે છે, રોગી ભક્ત બને છે અને સ્રી વૃદ્ધ થાય એટલે પતિવ્રતા બને છે.

नान्नोदकसमं दानं न तिथिर्द्वादशी समा ।
न गायत्र्याः परो मंत्रो न मातुः परदैवतम् ॥७॥

અન્નદાનના જેવું બીજું દાન નથી, દ્વાદશીના જેવી બીજી તિથિ નથી, ગાયત્રીના જેવો બીજો મંત્ર નથી, અને માતાના જેવું બીજું પરમ દૈવત નથી. ૭

तक्षकस्य विषं दंते मक्षिकाया विषं शिरः ।
वृश्चिकस्य विषं पुच्छं सर्वांगे दुर्जनो विषम् ॥८

સાપને મોઢે ઝેર હોય છે, માંખને માથે અને વિંછીને છેડે ઝેર હોય છે, પરંતુ તો દુર્જનને આખે શરીરે ઝેર હોય છે.

पतेराज्ञां विना नारी उपोष्यव्रतचारिणी ।
आयुष्यं हरते भर्तुः सा नारी नरकं व्रजेत् ॥९

પતિની આજ્ઞા વગર જે સ્રી વ્રત ઉપવાસ કરે છે તે પતિના આયુષ્યનું હરણ કરી આખરે નરકમાં પડે છે. ૯

न दानैः शुद्ध्यते नारी नोपवासशतैरपि ।
न तीर्थसेवया तद्वद् भर्तुः पादोदकैर्यथा ॥१०

સ્રીઓ સ્વામીના પગના જળથી જેવી શુદ્ધ થાય છે તેવી તીર્થોમાં ફરવાથી, ઉપવાસો કરવાથી કે દાનથી શુદ્ધ થતી નથી.

पादशेषं पीतशेषं संध्याशेषं तथैव च ।
श्वानमूत्रसमं तोयं पीत्वा चांद्रायणं चरेत् ॥११

પગ ધોતાં રહેલું પાણી, પીતાં બચેલુ પાણી અને સંધ્યા શેષ પાણીને કુતરાના મૂતર જેવું જાણવું અને જો તે પીધું હોય તો ચાંદ્રાયણ વ્રત કરવું જોઈએ. ૧૧

दानेन पाणिर्न तु कंकणेन स्नानेन शुद्धिर्नतु चंदनेन ।
मानेन तृप्तिर्नतु भोजनेन ज्ञानेन भक्तिर्नतु मुंडनेन ॥१२

કંકણથી નહિ પણ દાનથી હાથ, ચંદનથી નહિ પણ સ્નાનથી શુદ્ધિ થાય છે, ભોજનથી નહિ પરંતુ માનથી તૃપ્તિ મળે છે અને આડંબરથી નહિ પરંતુ જ્ઞાનથીજ મુક્તિ મળે છે.

नापिकस्य गृहे क्षौरं पाषाणे गंधलेपनम् ॥
आत्मरूपं जलेपश्यन शक्रस्यापि श्रियं हरेत् ॥१३

હજામને ઘેર જઈ હજામત કરાવનાર, પત્થરને ચંદન લગાડનાર અને પાણીમાં મુખ જોનાર, ઇંદ્ર હોય તોપણ લક્ષ્મીને ગુમાવે છે. ૧૩

सद्यः प्रज्ञाहरा तुंडी सद्यः प्रज्ञाकरी वचा ।
सद्यः शक्तिहरा नारी सद्यः शक्तिकरं पयः ॥१४

તુંડી અને સ્ત્રી તરત શક્તિ લઈ લે છે અને વજ તરત પ્રજ્ઞા આપે છે. તથા દૂધથી તરત શક્તિ આવે છે ૧૪

परोपकारणं येषां जागर्ति हृदये सताम् ।
नश्यंति विपदस्तेषां संपदस्युः पदे पदे ॥ १५

જે સારા માણસના મનમાં પરોપકાર કરવાની વૃત્તિ જાગ્રત રહે છે તેની વિપત્તિઓ નાશ પામે છે અને પગલે પગલે તેને સંપત્તિઓ પ્રાપ્ત થાય છે. ૧૫

यदि रामा यदिचरामा यदि तनयो विनयगुणगणोपेतः ।

तनये तनयोत्पत्तिः सुरनगरे किमाधिक्यम् ॥१६॥

જો અનુકૂળ સ્ત્રી મળી હોય, લક્ષ્મી હોય, વિનય અને ગુણવાળો પુત્ર હોય તથા પુત્રને ત્યાં પુત્ર થાય તો પછી તે માણસને સ્વર્ગમાં શું વધારે છે ? ૧૬

आहारनिद्राभयमैथुनानि समानि चैतानि नृणां पशूनाम् ।
ज्ञानं नराणा मधिको विशेषो ज्ञानेन हीनाः पशुभि समानाः

આહાર, નિદ્રા, મૈથુન ને ભય એ ચાર વાનાં માણસોને અને પશુઓને સમાન છે. માણસમાં જ્ઞાન છે તે વધારાનું છે એ જ્ઞાન રહિત માણસ પશુ જેવોજ જાણવો. ૧૭

यस्य संसारिणी प्रज्ञा धर्मार्थावनुवर्तते ।
कामादर्थं वृणोते यः स वै पंडित उच्यते ॥१८॥

જેની સંસારી બુદ્ધિ ધર્મ અને અર્થને અનુસરતી રહે છે અને જે કામથી પણ અર્થ મેળવે છે તેને લોકો પંડિત કહે છે.

स्वमर्थं यः परित्यज्य परार्थमनुतिष्ठति ।
मिथ्याचरति मित्रार्थे यश्च मूढः स उच्यते ॥१९

જે પોતાનો અર્થ છોડીને પરાર્થમાં ઉભો રહે છે અને મંત્રના અર્થમાં જે ખોટું કરે છે તેને લોકો મૂર્ખ કહે છે.

द्वे कर्मणि नरः कुर्वन्नस्मिल्लोके विराजते ।
अब्रुवन्परुषं किंचिदसतो नार्चयंस्तथा ॥२०॥

જે માણસ કઠોર વાણી બોલતો નથી અને જે દુર્જનની સેવા કરતો નથી તે માણસ આ બે કર્મથી જગતમાં શોભે છે.

षडेवतु गुणाः पुंसा न हातव्याः कदाचन ।
सत्यं दानमनालस्यमनसूया क्षमा धृतिः ॥२१॥

સત્ય, દાન, સ્ફુર્તિ, અનસૂયા, ક્ષમા અને ધૈર્ય એ છ ગુણો માણુસે કદી પણુ તજવા નહિ. ૨૧

इर्षीर्घृणी त्वसंतुष्टः क्रोधीनो नित्यशंकितः ।
परभाग्योपजीवीच षडेते नित्य दुःखिताः ॥२२॥

ઈર્ષી, ઘૃણી, અસંતુષ્ટ, ક્રોધી, અત્યંત વહેમી અને પરભાગ્ય ઉપર જીવનાર, એ છ જણુને નિત્ય દુઃખી જાણુવા. ૨૨

**इतिश्री वृद्धचाणक्यनीतिसमुच्चये सप्तदशोऽध्यायः ॥**

## अध्याय १८ मो.

वरं दारिद्र्यमन्यायप्रभवाद्विभवादिह ।
कृशताभिमता देहे पीनता न तु शोफतः ॥१॥

આ સંસારમાં અન્યાયથી મેળવેલા વૈભવ કરતાં દરિદ્રતા ઉત્તમ છે, જેમકે દેહ દુબળી હોય તો તે ઉત્તમ, પણુ સોજાથી સ્થૂલ-જાડો થયેલો નકામો. ॥ ૧ ॥

स्त्री विनश्यति रूपेण ब्राह्मणो राजसेवया ।
गावो दूरप्रचारेण हिरण्यं लोभलिप्सया ॥२॥

સ્વરૂપથી સ્રીનો નાશ થાય છે, રાજસેવાથી બ્રાહ્મણુનો, દૂર ગમન કરવાથી ગાયનો અને લોભની ઈચ્છાથી પૈસાનો નાશ થાય છે. ॥ ૨ ॥

न कश्चिदपि जानाति किं कस्य श्वो भविष्यति ।
अतः श्वः करणीयानि कुर्यादद्यैव बुद्धिमान् ॥३॥

કોઈ પણુ જાણુતું નથી કે કાલે કોનું શું થશે, માટે કાલે કરવાનું કાર્ય બુદ્ધિવાને આજેજ કરવું. ॥ ૩ ॥

मात्रा स्वस्त्रा दुहित्रा वा नैकशय्यासनो भवेत् ।
बलवानिन्द्रियग्रामो विद्वांसमपि कर्षति ॥४॥

માતા, બ્હેન અને પુત્રી, એમની સાથે એક પથારી ઉપર કદાપિ શયન ન કરવું; કારણ કે, ઇન્દ્રિયોનો સમૂહ એવો બળવાન છે કે, તે વિદ્વાનને પણ આકર્ષણ કરે છે. ॥ ૪ ॥

ब्रह्महत्या सुरापानं स्तेयं गुर्वङ्गनागमः ।
महान्ति पातकान्याहुस्तत्संसर्गी च पञ्चमः ॥५॥

બ્રહ્મહત્યા, મદિરાપાન, ચોરી, અને ગુરૂસ્ત્રી ગમન, એ મોટામાં મોટાં પાપ છે; અને ઉપલા ત્રણ જણનો જે સંસગ કરે તે પાંચમું મહાપાતક ગણાય છે. ॥ ૫ ॥

कुर्यान्न परदारेच्छां विश्वासं स्त्रीषु वर्जयेत् ।
हतोदशास्यःसीतार्थी हतः पत्न्या विदूरथः ॥६॥

પારકી સ્ત્રીની ઇચ્છા કરવી નહિ, અને સ્ત્રીઓનો વિશ્વાસ ન રાખવો: જેમ સીતાની ઇચ્છાથી દશ મુખવાળો રાવણ મુવો, અને વિદુરથે સ્ત્રીના ઉપર વિશ્વાસ રાખ્યાથી સ્રીએ તેને માર્યો.

पञ्चभिः सह मन्तव्यं स्थातव्यं पञ्चभिः सह ।
पञ्चभिःसह वक्तव्यं न दुःखं पञ्चभिः सहः ॥७॥

પાંચની સાથે જવું, પાંચની સાથે રહેવું, અને પાંચનાં સાથે બોલવું; કારણ કે, પાંચની સાથે સહવાસ રાખવાથી કદાપિ દુ:ખ પડતું નથી. ॥ ૭ ॥

शोभन्ते विद्यया विप्राः क्षत्रिया विजयश्रिया ।
श्रियोऽनुकूलदानेन लज्जया च कुलाङ्गनाः ॥८॥

વિદ્યા વડે બ્રાહ્મણો શોભે છે, વિજય મેળવવાથી ક્ષત્રીઓ

શોભે છે, યથાયોગ્ય દાન કરવાથી લક્ષ્મી શોભે છે, અને લજ્જા વડે કુળવધુઓ શોભે છે. ॥ ८ ॥

धिग्गृहं गृहिणीशून्यं धिक्कलत्रमपुत्रकम् ।
धिक्पुत्रमविनीतं च धिग्ज्योतिषमजातकम् ॥९॥

સ્ત્રી વિનાના ઘરને, પુત્ર વિનાની સ્ત્રીને, નમ્રતા વગરના પુત્રને અને જાતક સિવાયના જ્યોતિષને ધિઃક્કાર છે. ॥ ९ ॥

दूरस्थाः पर्वता रम्या वेश्या च मुखमण्डने ।
युद्धस्य वार्ता रम्या च त्रीणि रम्याणि दूरतः ॥१०॥

દૂરથી ડુંગરો રળીયામણા દેખાય છે, મુખમંડનથી એટલે મોઢું ધોઇને શણગાર્યું હોય ત્યારે વેશ્યા સારી દેખાય છે, અને વાર્તામાં જે યુદ્ધની વાતો છે તે સારી લગે છે, પરંતુ એ ત્રણ વસ્તુ દૂરથીજ સારી સમજવી. ॥૧૦॥

गते शोको न कर्तव्यो भविष्यं नैव चिन्तयेत् ।
वर्तमानेन कालेन वर्तयन्ति विचक्षणाः ॥११॥

કોઈપણ વસ્તુ ગયા પછી શોક ન કરવો. ભવિષ્યની ચિંતા ન કરતાં વર્તમાનકાળે સંતોષે વર્તવું. ( સારાંશ કે વિદ્વાનો ભૂત ભવિષ્યની ચિંતા ન કરતાં વર્તમાન કાળમાંજ સુખ માને છે. )

कर्तव्यमेव कर्तव्यं प्राणैः कण्ठगतैरपि ।
अकर्तव्यं न कर्तव्यं प्राणैः कण्ठगतैरपि ॥१२॥

પ્રાણ કંઠમાં આવ્યા હોય તો પણ કરવાનું હોય તે જ કામ કરવું; તેમજ કંઠગત પ્રાણ થયા હોય તો પણ નહિ કરવાનું જે છે તે નહિ કરવું. ॥ ૧૨ ॥

अभ्रच्छाया तृणाग्निश्च खले प्रीतिः स्थले जलम् ।
वेश्यासक्तिः कुमित्रं च षडेते बुद्बुदोपमा ॥१३॥

વાદળાંની છાયા, ઘાસનો તાપ, દુષ્ટની પ્રીતિ, સ્થળમાં જળ, વેશ્યામાં આસકિત, અને નબળો મિત્ર એ છ પાણીના પરપોટા જેવાં જાણવાં. ॥ ૧૩ ॥

प्रमदा मदिरा लक्ष्मीर्विज्ञेया त्रिविधा सुरा ।
दृष्ट्वैवोन्मादयत्येका पीता चान्यातिसंचयात् ॥१४॥

પ્રમદા, મદિરા, અને લક્ષ્મી એ ત્રણ પ્રકારની મદિરાજ છે, કારણ કે સ્રીને જોવાથી ઉન્માદ થાય છે, મદિરા પીવાથી ઉન્માદ થાય છે અને અતિશય સંચય કરવાથી પણ લક્ષ્મીનો ઉન્માદ થાય છે. ॥ ૧૪ ॥

वस्त्रहीनस्त्वलंकारो घृतहीनं च भोजनम् ।
स्तनहीना च या नारी विद्याहीनं च जीवनम् ॥१५

વસ્ત્ર વિના અલંકાર, ઘી વીનાનું ભોજન, સ્તન વિનાની સ્રી અને વિદ્યા વિનાનું જીવવું એ બધાં શોભતાં નથી. ॥૧૫॥

घृतकुम्भसमा नारी तप्ताङ्गारसमः पुमान् ।
तस्माद्घृतं च वह्निं च नैकत्र स्थापयेद्बुधः ॥१६॥

ઘી ભરેલા ઘડા સરખી સ્રી છે અને તપેલા અંગારા માફક પુરૂષ છે, માટે તે ઘી અને વન્હિને એક જગ્યાએ ડાહ્યા માણસે રાખવાં નહિ, કારણ કે વન્હિથી ઘી જેમ પીગળી ગયા વિના રહે નહિ, તેમ સ્રી સાથે રહેલો પુરૂષ કામી થયા વિના રહેતો નથી ॥ ૧૬ ॥

इतिश्री वृद्धचाणक्यनीतिसमुच्चये अष्टादशोऽध्यायः ॥

## સમાપ્ત.

ત્વરા કરો ! તૈયાર છે !

# વિષ્ણુપુરાણ.

શુદ્ધ સરળ ગુજરાતી ભાષાંતર

( સુંદર ૭ ફોટો ઝીંકો ચિત્રો સાથે )

ભાષાંતર કર્તા

## મણિલાલ છબારામ ભટ્ટ.

**મહાશયો !**

સોનાને રસવાની જરૂર હોતી જ નથી તેમ વિષ્ણુ-પુરાણને જાહેરાત રૂપી અતિશયોક્તિ કરવાની જરૂર નથી. તો પણ આ વિષ્ણુપુરાણમાં રાજકથાઓ, દ્રષ્ટાંત કથાઓ, ઋષિ મુનીઓની કથાઓ, શ્રીકૃષ્ણ ભગવાનની લીલાઓ ને છેવટે કલિયુગમાં થનાર એવા લાયક કથાઓ દર્શાવેલી હોવાને લીધે દરેક ભાઈઓને પ્રિય થઈ પડે તેવું પુસ્તક છે કે જેની સોનેરી પાકું બાઈન્ડીંગ સારા ગ્લેજ કાગળ સાથે કીંમત રૂ. ૨-૦-૦ રાખવામાં આવી છે પોસ્ટેજ. ૦ ૬-૦

સોલ એજન્ટઃ-

**હરગોવનદાસ હરજીવનદાસ બુકસેલર.**

[illegible]—અમદાવાદ.